# વાસન્તી
અથવા
## વારાંગના કે વીરાંગના ?

( એક મનોવેધક સાંસારિક નવલકથા )

લેખક તથા પ્રકાશક

કમળાશંકર વિશ્વનાથ રાજગુરુ.

નાંદોદ—રાજપીપળા સ્ટેટ

હોજાય ખતા ગર કોઈ નાદાનીસે,
માયૂસ ન હો રહમને યજદાનીસે,
દો બારે ગુનાહ જિસ બશરકે સરપર
કુછ હોતા હય વો પશેમાની સે
-હાલી.

સંવત ૧૯૮૦. સને ૧૯૨૪

કિંમત રૂ. ૨-૦-૦

વિદ્યાપીઠ
અમદાવાદ
ગૂજરાતી [illegible]-સંગ્રહ

આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦.

જય જન્મભૂમિ, પુણ્યભૂમિ, સકળ જગ ઓજસ્વિની,
તું શૌર્યભૂમિ, કર્મભૂમિ, માત જગ તેજસ્વિની.
વિદ્યા, વિનય, યશ, નમ્રતા ને દિવ્ય સસ્કૃતિધારિણી,
તુ સ્નેહભૂમિ પૃથ્વીપટમા એક છે દુ ખહારિણી

* * * * *

તુ સભ્યતાની જન્મદાતા, માત ભવ ભય તારિકા,
તુ પુણ્યવૈભવશાલિની, સશય સકળ સંહારિકા,
તુ વીરપ્રસુતા, નિર્મળા, વળી માત અઘ સહારિકા,
તુ રત્નગર્ભા, શુચિવતા, નમુ પતિતજન ઉદ્ધારિકા

ધીરજ

મુદ્રક—પુરસોતમ શકરદાસ પટેલ
ઉત્કૃષ્ટ મુદ્રણાલય ન ૫૬૭ ગાંધીરોડ—અમદાવાદ:

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
સંગ્રહ

# સ્નેહ-સમર્પણ!

સૌજન્યશીલ, સાહિત્યવિલાસી;

**શ્રી સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા,**

મ્યુનિસિપલ કૌન્સિલર—અમદાવાદ

વંદનીય વડિલબન્ધુ!

આપનામા સ્વદેશોચિત વીરતા, ગંભિરતા, મહાનુભાવતા, ઔદાર્યશીલતા, ભદ્રતા અને સાહિત્યપ્રિયતાનો મને આપની સાથેના પરિચયથી સંપૂર્ણ અનુભવ થએલો છે. દેશસેવાની આપની ઉત્કટ લાગણી, ગુર્જરસાહિત્ય સેવા માટેનો આપનો અવિશ્રાંત શ્રમ અને સ્નેહિઓ પ્રત્યેની આપના દરિયાવદિલની સહૃદયતા વગેરે આપના અનેક સદ્ગુણોથી મોહિત થઇ, મારા ઉપરની આપની શુભ સ્નેહભાવનાના સંસ્મરણુમાં સંસારના અવનવા રંગો આલેખતી આ મારી પ્રથમકૃતિ આપશ્રીને સ્નેહપૂર્વક સમર્પણ કરી કૃતકૃત્ય થવા ઇચ્છું છુ.

નાંદોદ. } કૃપાકાંક્ષી,
કમળાશંકર રાજગુરૂ.

# સુબોધક સચિત્ર પુસ્તકો.

| | કિં રૂ આ પા |
|---|---|
| કુસુમકાન્ત ભા ૧ સચિત્ર | ૩—૪—૦ |
| કુસુમકાન્ત ભા ૨ જો | ૩—૪—૦ |
| કુસુમકાન્ત ભા ૩ જો | ૩—૪—૦ |
| તરૂણતપસ્વિની ભા ૧-૨ જો સચિત્ર | ૭—૦—૦ |
| કાળરાત્રિ ભા ૧--૨ જો સચિત્ર | ૬—૦—૦ |
| પદ્મલતા સચિત્ર | ૩—૦—૦ |
| વસંત-વિજય ભા ૧-૨-૩-૪ સચિત્ર | ૧૨—૪—૦ |
| ઝેરીજમાનો ભા ૧-૨-૩ સચિત્ર | ૭—૦—૦ |
| ઝેરીજમાનો ભા ૪-૫ | ૪—૦—૦ |
| બહાદુરબાળા ભા ૧-૨ જો સચિત્ર | ૩—૦—૦ |
| જુલ્મીજાલીમ સચિત્ર | ૩—૦—૦ |
| કુન્જ-કિશોરી સચિત્ર | ૨—૮—૦ |
| વિશ્વમોહિની ભા ૧-૨-૩--૪ | ૮—૦—૦ |
| વિશ્વમોહિની ભા ૫-૬-૭-૮ સચિત્ર | ૮—૦—૦ |
| કૈલાસકુમારી ભા ૧-૨ જો | ૪—૦—૦ |
| માયાવીમોહિની | ૩—૦—૦ |
| કુમુદકુમારી સચિત્ર | ૩—૦—૦ |
| રત્નગઢની ૨ ભા સચિત્ર | ૩—૦—૦ |
| વાસન્તી | ૨—૦—૦ |

સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.
શાહપુર વડવાળીમહેતાપોળ—અમદાવાદ

## હૃદયોર્મિ.

જે પેશાકર રમણીઓ માત્ર ક્ષણભંગુર સંસારના ક્ષણિક વૈભવ--વિલાસોથી લલચાઇ, સંસારમાં પડતા અનેક સંકટોમાંથી વિમુક્ત થવા ધારી પોતાના સૌભાગ્યરત્નરૂપ ગણાતા પાતિવ્રતનો વિષય-લોલુપ લક્ષ્મીવાનોના હાથે સંહાર કરાવી, જીંદગીપર્યંત્ સુખ મેળ-વવાની આશાથી માત્ર ધનપ્રાપ્તિને માટે જ આર્યસન્નારીઓના સન્મા-ર્ગથી ભ્રષ્ટ બની અધોગતિના નાશકારક નિંદાત્મક કુટીલ પંથે પળી અવસાન કાળની ઘડીએ મૃત્યુના ભયંકર સ્વરૂપના દર્શન થતા, પાપી જીવનનો પશ્ચાત્તાપ કરતી કરતી અંતિમ્ કાળસુધી પણ પોતાના સ્ત્રી ત્વને સમજી શકતી નથી, એવી અનર્થકારિણિ અબળાઓના અંતિમ્ પશ્ચાતાપથી પીડાતા પ્રાણને મારી આ લઘુકૃતિ આશ્વાસનરૂપ થઈ પડશે અને પોતે અન્ય કેઈ અવળે માર્ગે વિચરવા ઈચ્છા કરનારી અબળાઓને પોતાના દાખલાથી સુબોધના સ્નેહસિંચન વડે સુમાર્ગે વાળી શકશે તો હું આ મારા શ્રમને સાર્થક થયો ગણી શકીશ પરદ્રવ્ય હરવામાં પરમ ધર્મ માનનારી પ્રમદાઓ આ વાસન્તીના વર્ણનથી સારી શિખામણ લઇ નીતિના પથે વળી અમૂલ્ય નારીજી-વનનો ઉપયોગ કોઇ સત્કાર્યમાં કરશે તો મને તેથી ઘણો સંતોષ થશે પ્રભુ પાસે હું વિનય ભાવે માગું છું કે આ દેશની એવી અધમ અબળાઓને તે સન્મતિ પ્રેરે અને સંસારનું એ કલંક દૂર કરે ! **तथास्तु**

લેખક.



## ઉપોદ્ઘાત.

ગુર્જર ભાષામા નવલકથાના સાહિત્યનો પ્રચાર દિન પ્રતિદિન વધતો જાય છે, એથી સ્પષ્ટ જણાય છે કે ગુર્જર વાચકોનો શૉખ પણ સાથે સાથે આકર્ષાઇ વૃદ્ધિગત થતો જાય છે

આ શૉખ અમુક પ્રકારનીજ નવલકથાઓના વાચનપરત્વે ઉદ્ભવેલો હોતો નથી લોકોની ભિન્ન ભિન્ન રૂચિ અનુસાર તેના પ્રકાર પણ ભિન્ન ભિન્ન હોય છે કોઈને ડિટેક્ટીવ નવલકથા ગમે છે, તો કોઇને સામાજિક નવલકથા રુચે છે, કોઇને ઐતિહાસિક વાર્તા ગમે છે, તો કોઇને ધાર્મિક વસ્તુ વાચવાનો જ શૉખ હોય છે--આમ ભિન્ન ભિન્ન પ્રકારની નવલકથાઓનો પ્રચાર થાય છે લેખકો એ લોકરુચિને અનુસરી જુદા જુદા વસ્તુવિધાનવાળી વાર્તાઓ રચે છે અને ગુજરાતી સાહિત્યની યથાશક્તિ સેવા બજાવે છે

મે આ એક જુદાજ રસની કૃતિ આજ ગુજગન સમક્ષ ધરી છે, આવી કૃતિ ધરવામા કયા સજોગો મારે ઉપસ્થિત થાય છે, એ જણાવવુ અહી અસ્થાને ગણાશે નહિ

થોડા વખત ઉપર પૂજ્યશ્રી છગનલાલ મેશ્રી સાથે મારો અચાનક પરિચય થયો તેઓશ્રી "પ્રવાસી" માસિક વાચતા હતા, તેમા એક નવલકથા બહાર પડયાની જાહેરખબર મારા જેવામા આવી મને એ જાહેરખબર ઉપરથી નવલકથા રસમય હશે એમ લાગ્યુ હુ બગાળી નહિ જાણતો હોવાથી મે મૂળ ફ્રેન્ચ પુસ્તક મગાવ્યુ તે પછી મારે કઇ કાર્યવશાત્ મુબાઇ જવાનુ થયુ, જયા

મારા એક સખી દિલના દોસ્ત દિનયાર જેઓશ્રી ફ્રેંચભાષાના તથા બંગાળી ભાષાના સારા અભ્યાસી છે, તેમણે ફ્રેંચભાષાની નવલકથાનું વસ્તુ મને સમજાવ્યું, મેં તે પછી બંગાળી પુસ્તક ખરિદ્યું અને નાદોદ આવ્યા બાદ શ્રીયુત મૈત્રીજી પાસે તેનો સાર સાંભળી ગયો મને હવે એજ વસ્તુ લઇ ગુજરાતી ભાષામાં એક જુદું પુસ્તક લખવાની પ્રબળ ઇચ્છા થઈ અને મૂળ શૈલી તથા સૌન્દર્યને જરા પણ આંચ ન આવે તેવી રીતે, મેં આ પુસ્તક લખી નાખ્યું મને બંગાળી રૂઢીઓનો અને ભાવનાઓનો યથાર્થ પરિચય કરાવનાર શ્રીયુત મૈત્રીજીનો હું સંપૂર્ણ આભારી છું તેમની મદદ અને પ્રોત્સાહન ન હોત તો આ પુસ્તક લખાતજ નહિ, છતાં મારે અહીં મૂળ ગ્રંથકર્તાનો આભાર પણ માનવો જ જોઇએ

આ એક વારયોષિતાની વાર્તા છે સંસારમાં તેનું સ્થાન છેક અધમ છે, ખરી રીતે કહીએ તો સમાજમાં વેશ્યાને સ્થાન જ નથી. કોઇની ઉપર અનુરાગ કરવો, એ એના જીવનનું ધ્યેય નથી હોતું અને તેથી તેના ઉપર કોઇને નિઃસ્વાર્થ અનુરાગ જન્મતો નથી તે સૌના તરફ જેમ સ્વાર્થની નજરે જુએ છે, તેમ તેના તરફ પણ સૌ મોહની ભાવનાએ નિરખે છે વેશ્યા શબ્દજ સ્નેહ શૂન્યતા સૂચવે છે, ત્યાં નિર્મળ પ્રેમની આશા કયાં રાખવી છતાં એવું કોઈ દુર્લભ દૃષ્ટાંત નજરે પડે, ત્યારે તે વાચકો સમક્ષ મૂકયા વિના પણ કેમ ચાલે ?

વાસન્તીને ચ્હાનાર કાંઇ થોડા ઘણા નહોતા અસંખ્ય શ્રીમંત પુરુષો તેની પાછળ દિવાના થઈને ફરતા હતા તે પોતાના યૌવનવનમાં અનેક ભ્રમિતોને યથેચ્છ ભમાવતી હતી સુમનનો શરૂઆતમાં કાંઇ હિસાબ સરખોએ નહોતો, પરંતુ તે પોતાના પ્રેમના બળે પ્રથમ

પકિતએ આવ્યો અને કોઇને વશ નહિ થનારી વેશ્યાને વશ કરી શક્યો

વાસન્તી જ્યારે માન્દગીને બિછાને પડી હતી, ત્યારે તેની પાસે કોઈ આવતુજ નહિ અને આવે પણ કોણ ? કરમાઈ ગએલા ફૂલને સુંઘવાની કે તેમાથી મધ ચૂસવાની મૂર્ખતા કોઈ ભમરાઓ કરે છે ? એક દિવસ સહજ આરામ જણાતા તે રસ્તા ઉપર પડતા ઝરૂખામા ખુરશીનો ટેકો લઇ ઉભી હતી ત્યારે તેની નજર આગળથી તેના ચ્હાનારાઓ કેટલાએ પસાર થઈ ગયા છતા અજાયબીની વાત તો એજ હતી કે તેમાથી કોઇએ તેના રક્તશુન્ય દેહપિંજર તરફ ઝાખીને જોયુ પણ નહિ ! એવે વખતે સુમન વાસન્તીની દાસીને નીચેથીજ તેની તબિઅતના સમાચાર પૂછી ગુપ્ત રીતે ચાલ્યો જતો આ વાતની ખબર વાસન્તીને મોડી થઇ, પરન્તુ સુમનના નિષ્કપટ પ્રેમની તેને એ બનાવ ઉપરથી સંપૂર્ણ ખાત્રી થઈ ગઇ પોતાને માટે એક દિલાવર દિલ મુઝાઇ રહ્યુ છે, એ જાણી તેને જે હર્ષ થયો, તેતો જેને અનુભવ હોય તેજ જાણી શકે પાઠક પાઠિકાઓને આ નવલકથામા સુમનની પ્રણયપિડાનુ શાબ્દિક ચિત્ર મળી આવશે, એટલે હુ તે સબંધી અહિ કાઈ લખવાની આવસ્યક્તા જોતો નથી.

કેવળ ધનહરણમા ધર્મ માનનારી એક વારાંગનાએ પોતાના પ્રણયી પુરુષના સુખ તથા કલ્યાણને માટે કેવુ અદ્‌ભૂત આત્મસમર્પણ કર્યુ છે, તે આ સાથેના પૃષ્ટો વાચવાથી સર્વ કોઇને સમજાઈ આવશે આ મારો પ્રથમ પ્રયાસ છે, તેથી ભૂલો થવાની સભાવના છે, પરંતુ —

દોષો હશે આ કૃતિમાહી ઝાઝા,
તથાપિ સુજ્ઞો નહિ તુચ્છકારે,

કાંટા જ હોયે બહુ કેવડામા,
અબોલડે તે ન ધરે શું શ્યામા !

વાંચકો તે તરફ દુર્લક્ષ્ય કરી માત્ર સાર ગ્રહણ કરશે, તો હું આ મારા સાહસને તથા શોખને કૃતકૃત્ય થએલો માનીશ

મને આ પુસ્તકના પ્રકાશનના સબંધમા સલાહ અને મદદ આપનારા મારા શુભચિંતક મિત્ર વર્ય શ્રીયુત સત્યેન્દ્રપ્રસાદ મહેતાનો ઉપકાર પણ મારે અહી પ્રકટ કરવો જોઇએ તે ભાઇના પૂર્ણ પ્રોત્સાહનથીજ આ પુસ્તક બહાર પાડવાને હુ ભાગ્યવાન થયો છુ.

ગુર્જર વાચકોને જો આ મારો પ્રયાસ રુચિકર થશે અને આ નવલકથા લોકાદર મેળવી શકશે તો તેથી ઉત્તેજીત થતા મારા હાથે બીજી પણ સાહિત્યસેવા થઇ શકશે પરમ કૃપાળુ પરમાત્મા મારી એ ઇચ્છા પૂર્ણ કરવાની કૃપા કરે, એટલુ ઇચ્છી હું વિરમુ છુ

વિક્રમાર્ક ૧૯૮૦
અક્ષય તૃતિયા
નાંદોદ

કમળાશંકર વિશ્વનાથ રાજગુરુ

## કંઇક

પ્રજા જીવનનો વિકાસ એ માનવી જીવનનો વિકાસ છે કુદરતિ નિયમ પ્રમાણે દરેક યુગે એ વિકાસમા ભરતીઓટ થયા કરે છે, પણ જે પ્રજા કાળના વહન સાથે વિકાસક્રમ ન સાધી શકે, તેનો જતે દહાડે નાશ થાય છે આ એક ભયકર સત્ય છે યુગ બદલાય અને જો યુગના ધર્મ ન બદલાય તો સમાજમા ને દેશમા વિલક્ષણ તાડવ મચી રહે અત્યારે યુગ બદલાયો છે, એટલે 'ધર્મ' બદલાવોજ જોઇએ પણ સમાજનો મોટોભાગ રૂઢીને 'ધર્મ' માની રહ્યો છે સદીઓ થયા જે રિવાજો ચાલ્યા આવતા હોય તે ધર્મનુ સ્વરૂપ પકડી લે, એ બનવાજોગ છે, પણ રિવાજ તે રિવાજ છે જો રૂઢીના બધનો ધાર્મિક-બધનો જેવા દઢ થઇ જાય તો માણસો ધર્મનુ ખરૂ સ્વરૂપ ભૂલે અને પરિણામે પ્રજા જીવનનો વિકાસ થતો અટકે

હિન્દુસમાજની તરૂણ પેઢી અત્યારે કેટલીક અનિષ્ટ રૂઢીઓ તળે કચરાઇને મલીન મનોદશા અનુભવી રહી છે તેના જીવનમા કૃત્રિમ અને દભ એવા વધી પડ્યા છે કે તે નાશના માર્ગ તરફ ગતિ કરતી હોય એમ વિચારકને લાગ્યા વિના રહે નહિ જે સમાજ તેના યુવકવર્ગની ઉછરતી આશાઓ, આદર્શો અને ભાવનાઓના ખૂન કરવામાજ 'ધર્મ' માને, જે સમાજ તેની તરૂણપેઢીના જીવનની હાડમારીઓ વધારવામાજ રસ લે અને જે સમાજ તેની રૂઢીઓની ભયકરતા નજરે નિહાળવા છતા તેને ચાલુ રાખ્યા કરે, તે સમાજનો ઉદય અસભવિત અને પતન નક્કી છે અત્યારની આપણી પ્રવૃત્તિ પ્રાચિન સસ્કૃતિના આદર્શોથી આપણને દૂર ને દૂર ધકેલતી જાય છે, એટલે આપણા પ્રજાજીવનનો વિકાસ અટકી પડે તો તેમા આશ્ચર્ય પામવા જેવુ નથી

પૃથ્વીના પટ ઉપર પ્રજા તરીકે આપણે ઘણી હીન અવસ્થામા છીએ, તેના કેટલાક ખાસ કારણો છે, બાળલગ્ન, અયોગ્યલગ્ન, વૃદ્ધ-લગ્ન, કન્યાવિક્રય, વરવિક્રય, વગેરે અનેક બદીઓથી સમાજના પાયામા ભયકર સડો પેઠો છે અને એ સઘળાથી સખ્યાબધ જુવાન માણસોના જીવન કશાપણ નિશ્ચિત હેતુ વિના એકજ ઘરેડમા વ્યતીત થઇ રહ્યા છે દેશનુ ખરૂ ધન તેનો યુવકવર્ગ છે એ વર્ગ જેટલો અધમ પક્તિએ હોય, તેટલુ પ્રજાજીવન નીચે ઉતરે છે. અત્યારના યુવકોના જીવનાદેશ બહુ તુચ્છ બનતા જાય છે બી એ કે એમ એ પાસ થઇ એકાદ શિક્ષક બનવુ, એકાદ બેકમા નોકરી લેવી, એકાદ ખીજાજી અમલદાર થવુ, એકાદ ધુર્ત વકીલ બનવુ કે એકાદ શઠ એજટ થવુ એજ કેળવાયલા યુવકોનુ જીવન ધ્યેય મનાયુ છે કોઇ ઉચ્ચ આદર્શ પાછળ કુરબાની કરવાની તાલીમ જ્યાસુધી સમાજમા ન કેળવાય ત્યાસુધી પ્રજાકીય જીવનનો વિકાસ થઇ શકતો નથી.

‘વાસન્તી’ ગુજરાતને ચરણે ધરવામા તેના લેખકબન્ધુનો હેતુ હાલની આપણી સામાજિક અધોગતિનુ હ્રદયદ્રાવક ચિત્ર રજુ કરી એક આવશ્યક વિષય તરફ લોકમત કેળવવાનો જણાય છે વેશ્યાઓ હિન્દુસમાજનુ એક કલક છે, પ્રતિદિન તેની સખ્યા વધતી જાય છે સામજિક રૂઢીઓની વિષમતાથી, કજોડાની ભયકરતાથી, નિર્ધનતાની હાડમારીથી, બાળવિધવાઓના ફરજિયાત આત્મદમનથી અને બીજા પણ કેટલાક કારણોથી હિન્દુસમાજની દરેક સ્ત્રીઓ એવુ કલકિત જીવન સ્વીકારી લે છે. “મુબઇની સોશ્યલપુરિટિ કમિટિ” નો એ બાબતનો રિપોર્ટ આપણે અંધકારયુગ તરફ કેટલા ધસીએ છીએ, તેની સાક્ષી આપે છે.

સ્ત્રીઓ રાજીખુશીથી એવો હલકો ધંધો સ્વીકારે છે, એમ માની શકાય નહિ કોઇ કમનસીબ સંજોગો તેમને એવી પરિસ્થિતિમા મૂકે છે, પણ ખેદની વાત એ છે કે તે પરિસ્થિતિથી કંટાળી સન્માર્ગે આવવા ઇચ્છતી તેવી અધમ સ્ત્રીઓને માટે સમાજમા સ્થાન નથી. વેશ્યાના ઉદ્ધારની યોજનાઓ જો હાથ ધરવામા આવે તો ઘણો સડો દૂર થઇ જાય, એમ મારૂ માનવુ છે અને તેથી એ યોજનાઓના સૂચનરૂપે વિવિધદૃષ્ટિબિન્દુથી ચર્ચા કરતી વાર્તાઓ-નવલકથાઓ ગુર્જરસાહિત્યમા વધે તે ઇચ્છવા યોગ્ય છે

'વાસન્તી' ના લેખકનો આ પ્રથમ પ્રયાસ છે, પણ તેમણે સામાજિક પુનર્વિધાનના માર્ગને સૂચવનારો એક અગત્યનો વિષય છેડ્યો છે, તે ઉત્તમ કાર્ય કર્યુ છે સામાજિક કઢંગીરૂઢીઓથી સંપૂર્ણ ખુવારખસ્ત થયા પછી દેશનો યુવકવર્ગ જ્યારે નવુ સમાજ મંદિર રચવાની ધગશ ઉદ્ભાવશે, ત્યારે તેમને આ ભયંકર પ્રશ્નનુ નિરાકરણ કર્યા સિવાય ચાલશે નહિ યુવાન આલમ જ્યારે હાલ ચાલી રહેલા તાંડવ સામે વિચારમંથન કરી 'બંડ' જગાવશે, ત્યારે તેમને સમાજનુ 'ખંડખોર સાહિત્ય' જરૂર અવલોકી જવુ પડશે, 'વાસન્તી' એ વખતે બહુ ઉપયોગની વિચારસામગ્રી પુરી પાડશે, એવી મને શ્રદ્ધા છે સામાજિક કુપ્રથાઓથી નિરાશ થએલાઓએ ખાસ યાદ રાખવાનુ છે કે સાચી શ્રદ્ધાનો જન્મ નિરાશામાથી થાય છે 'આવતીકાલ' ની પ્રજા આશાવાદીજ થશે સામાજિક વિકૃતિ તે ફના કરી દેશે નવુ સમાજમંદિર સુવ્યવસ્થિત અને સુનિયંત્રિત બનાવશે અને ધર્મ તથા રૂઢીને જુદા પાડી દેશે નજીકના ભવિષ્યમા એ બધુ કરવા સારૂ કોઇ 'યુગપ્રધાન પુરુષ' ઉત્પન્ન થશે એવી શ્રદ્ધા પણ અસ્થાને નથી,

આ નવલકથાના ગુણદોષની ઝીણવટમા ઉતરવાનો મારો વિચાર નથી તેની પરિક્ષા અને તુલના વિચારશીલ વાચકો સ્વય કરી લે એ જ ઇચ્છવાયોગ્ય છે સામાજિક નવલકથામા જાતીય જીવનના સઘળા પ્રસગો તેના યથાર્થ સ્વરૂપમા ચિતરાય તો માનવ હૃદયની નિર્બળતાઓ શારીતે નિવારી શકાય, તેનુ વાચકોને કાઇક સૂચન થઇ શકે દભી સાહિત્ય કરતા વસ્તુસ્થિતિનુ તાદૃશ ચિત્ર આપી વાચકોને ઉંચી ભૂમિકામા લઇ જનારૂ સાહિત્ય વધારે લોકાદર મેળવી શકે છે 'વાસન્તી' એવા પ્રકારની નવલકથા છે, એટલે આમ વર્ગમા તેનો પ્રચાર વિશેષ થવાની આશા છે પરમકૃપાળુ પરમાત્મા એ આશા સફળ કરે અને લેખકના શ્રમને સાર્થક બનાવે એટલુ ઇચ્છી હુ વિરમુ છુ

ધીરજ.


## ટુંક મુદતમાં બહાર પડશે

ચાર્લ્સ ડીકન્સની "એ ટેલ ઑફ ટુ સીટીઝ" ના આધારે લખાએલી, ફ્રાન્સની રાજ્યક્રાંતિની રૂપરેખા દર્શાવનારી, સચિત્ર ઐતિહાસિક નવલકથા

**અમાનુષિ અત્યાચાર** અથવા **આત્મ-સમર્પણ.**

લખનાર—કમળાશંકર વિશ્વનાથ રાજગુરુ

નાંદોદ ( રાજપીપળા સ્ટેટ )

જલદી ગ્રાહક થઇ નામ નોંધાવો. - કિંમત રૂા ૨-૦-૦

# અનુક્રમણિકા.





## સત્પુરુષ.

થયા ન રાજી બહુ રત્ન પામી,
ડર્યા ન દેવો વિષ આવ્યું તેથી,
વિરામ પામ્યા ન સુધા વિના તે,
ન નિશ્ચયે સત્પુરુષો ફરે છે.

* * *

આરંભ નીચ ન કરે બસ વિઘ્ન બ્હીકે,
જો વિઘ્ન થાય જન મધ્યમ કામ મૂકે,
આવે ફરી ફરી અતિશય વિઘ્ન આડે,
આરંભીને ન જન ઉત્તમ છેક છાડે

* * *

નિંદા કરે સુજન સૌ અથવા વખાણે,
આવે યથેચ્છ ધન કે કદી જાય સર્વે,
આજે મળે મરણ કે બહુ યુગ વીતે,
ધીરા જનો ન પદ ન્યાય પથેથી ચૂકે

ધીરજ,



# ગુજરાતીઓ.

ગુજરાતીઓ, ગુજરાતીઓ, બસ વૉગ અમે ગુજગાતીઓ !
અમ માત એ ગુજગત ! એના પુત્ર સૌ ગુજગાતીઓ !
બ્રાહ્મણ, વણિક, રજપૂત, શુદ્રો સર્વ બમ ગુજરાતીઓ !
નહિ નીચ કે નહિ ઉચ્ચ કો, સરખા અમે ગુજરાતીઓ !

*　　*　　*　　*

ગુજરાતમા જન્મ્યા, વધા 'ગુજગાતી' તે ગુજરાતીઓ !
જાણો મુસલ્લમિન, પારસી એ પણ નક્રી ગુજરાતીઓ !
નિજ કર્મ–ધર્મે પૂર્ણ રહીએ વીર સૌ ગુજરાતીઓ !
દૂધ માતનુ દીપાવીએ ધરી દાઝ દિલ ગુજરાતીઓ !

*　　*　　*　　*

સજી પ્રેમ, તજીને વહેમ, બહુ ઉન્નત બની ગુજગાતીઓ !
ઉચ્ચારીએ યશ માતનો સર્વત્ર સૌ ગુજરાતીઓ !
જડવાદ, મિથ્યાગર્વ, ઇર્ષ્યા સર્વ તજી ગુજરાતીઓ !
નવજીવન સ્રપાદન કરી સુખ માણીએ ગુજરાતીઓ !

*　　*　　*　　*

વળી ક્લેશ કૂડા ટાળી લઇ રસ લ્હાવ સૌ ગુજરાતીઓ !
માતા તણા મજુલ રવે ગીત ગાઇએ ગુજરાતીઓ !
ધ્વજ ઐક્યનો લઈ ઘુમીએ સર્વત્ર સૌ ગુજરાતીઓ !
જય જય સદા પ્રસરાવીએ જગમા અમે ગુજરાતીઓ !

ॐ तत्सत्

परमात्मने नमः।

# વાસન્તિ.

૧

પાત્ર—પરિચય

What lovely woman stoops to folly,
And finds too late that may betrey,
What charm can soothe her melancholy?
What art can loush her quilt away?

**Gold Smith**

"આજે હું એક એવી વાત કહીશ કે જે સત્ય છે, કેમકે તેમા મને પ્રત્યક્ષ સત્યતા જણાઈ છે આ બનાવ સબધી સઘળા માણસો હજી જીવતા છે, કેવળ વાર્તાની નાયકા પરલોકમા સીધાવી છે મારો આ વાર્તાની સાથે કાઈ સબધ નથી, તો પણ હું એની સાથે કેમ ભેળવાઈ પડયો છુ તેજ હું હવે કહું છુ

લિલાઉની વસ્તુ ખરીદવાનો મને બહુ શોખ છે એક દિવસે હું કાલબાદેવી થઈને જતો હતો ત્યારે દિવાલ પર ચોટાડેલી મોટી–મોટી જાહેર ખબરો મારા વાચવામા આવી. તેમાં લખ્યું હતું કે ગિરગામ બૅકરોડ ઉપરના વસતવિહાર બગલામા ઘણી કિમતી વસ્તુઓ લિલાઉમા વેચાશે મોટા લોકોને કામ આવે એવી ઘણી કિમતી અને સુદર વસ્તુઓનો મોટો ભડાર છે સેલના (લિલાઉ) પહેલા બે દિવસ—આજ અને કાલ બધી વસ્તુઓ ખરીદનારાઓને જોવાને માટે ખુલ્લી છે

બીજે દિવસે હું ગિરગામ બૅકરોડ ઉપરના વસત વિહાર આગળ ગયો તે વખતે સમય બહુ થયો ન હતો તે છતાં લોકોની ભીડ ઘણી હતી ગાડી ઘોડામા બેસીને, મોટરમાં ચઢીને, સીલ્ક–સાટીનના પોષાક પહેરીને અનેક લક્ષ્મિપુત્રો પણ આવ્યા હતા બધાના મોઢાપર એક જાતનો સભ્રમ અને વિસ્મયનો ભાવ દ્દષ્ટિગોચર થતો હતો

હા, પણ તે થાયજ એમા નવાઈ શું ? આ વસ્તુઓ કોની છે તે તમે જાણો છો ? મુંબાઈના વસતવિહારની જે એકલી માલિક હતી તેની છે, મુબાઈમાં એવો કોઈ માણસ નહિ હોય કે જે એને ઓળખી શકે નહિ અથવા જેણે તેનું નામ સાંભળ્યું નહિ હોય ! મુંબાઈમાં એવા ઘણા ઓછા માણસો હશે કે જેમણે એક દિવસ પણ

પોતાના અંતરમાં તેનો સહવાસ, તેની આંખનો કટાક્ષ, તેના ઓઠનું હાસ્ય, કંઠનું મધુર સંગિત અને હૃદયનો સ્નેહ મેળવવા ઈચ્છા રાખી ન હોય, જોકે એમાથી કોઈએ પણ તેની સાથે સ્વામિની પેઠે પવિત્ર ભાઈની પેઠે સ્નેહ સુક્તા, પિતાના જેવો વાત્સલ્યભાવ તથા મિત્રની પેઠે નિસ્વાર્થ પ્રેમ સંબંધ જોડવાને માટે ઈચ્છા દર્શાવી ન હોય!

માણુસની ભીડ થવાનુ પણ એક કારણ હતું આ જાતની સ્ત્રીઓ જેઓ સમાજની છાતી પર ચઢીને સમાજના માણુસને લઈને આનંદ ભોગવે છે. તેઓ રૂપ અને મોહના રંગીન હાવભાવથી લોકોની આંખો આંજી નાખે છે, અને લોકોની આકાંક્ષિત વસ્તુ થઈ પડે છે તેઓ એવી રીતે પોતાનુ જીવન ગુજારે છે કે તેનુ નિરિક્ષણ કરવાનુ કુતુહુલ ઘણાઓને થાય છે

જેની વસ્તુ વેચાય છે તે હાલ નથી દુનિયાની રંગીન-નિશાની માયા છોડીને તે ચાલી ગઈ છે આજે આ પાપ-પૂરીની સઘળી મલિનતા મૃત્યુરૂપી સુવર્ણદંડના સ્પર્શથી પવિત્ર થઈ ગઈ છે. સઘળા બાપ, છોકરાનો હાથ પકડીને સ્વામિ સ્ત્રીને સાથે લઇને નિર્ભય અને અસંકુચિત ચિત્તે અહીં આવી શકે તેમ છે.

હું ફરી ફરીને દરેક વસ્તુઓ જોતો હતો, એવામા એક બીજા હૉલમાંથી અચાનક નીકળતું એક માણુસનુ

ટોળુ સારા જોવાસા આવ્યુ તેઓની આખ અને મોઢા પર સદહાસ્ય પ્રકટેલુ જણાતું હતું એ શુ હશે તે જોવાને માટે હુ તે હૉલમા ગયો મે ત્યા જઇને જોયુ તો દુનિઆનુ સઘળુ ઐશ્વર્ય તે હૉલમા સચિત હતુ સોનારૂપાની રેલછેલ થઈ રહી હતી હાય ! આ સઘળી વસ્તુઓની સાથે કોણુ જાણે કેટલાએ માણુસોની સ્મૃદ્ધિ જોડાએલી હતી— કોણુજાણે કેટલા લોકોનુ હાસ્ય અને કેટલા લોકોના દીર્ઘ નિશ્વાસની ભેટ તરીકે આ બધો સગ્રહ હશે ?

મનસા કઇક તૃપ્તિનો અનુભવ થયો આવા ઐશ્વર્યની અપૂર્વ શોભારૂપ અને યોવનની જે સાલિક હતી તે એક દિવસ એને તજીને ચાલી ગઇ છે તેમ ન થાત તો એનુ પરિણામ કેવું શોચનીય આવત ? ઘડપણુ જ્યારે ધીરેધીરે દેખા દે છે ત્યારે એમનુ પ્રાયશ્ચિત શરૂ થાય છે ઘડપણુના જેવી બીજી શાન્તિ એમને માટે જગતકર્ત્તાએ સર્જી નથી. માણુસના મનપર એ વખતે એ લોકો અસર કરી શકતાં નથી—પોતાનો ગર્વ નીભાવી શકતા નથી અનુતાપથી એમનુ હૃદય ભસ્મીભૂત થાય છે—કેવળ પાપમાર્ગે ચાલવાને માટે નહિ—પણુ આ વિપુલ અર્થ કેમ ભવિષ્ય વિચાર્યા વિના પાણીની પેઠે વાખરી નાંખ્યો, અને જીવનનુ ભૂલરૂપી સૂત્ર અવલંબન કરીને કેમ સત્ય માર્ગે જવાની અભિરૂચી થઈ નહિં એ વિચારના વમળમા પડીને

તેઓ પોતાનુ જીવન પૂર્ણ પરિતાપમા પુરૂ કરે છે. હું આવી એક સ્ત્રીનો ઇતિહાસ જાણુ છુ જેની વાત સાભળીને એક વખત પત્થર પણ પીગળી જાય છે ! યુવાવસ્થાના વસંત-કાળમા આ રમણી એક અપૂર્વ સુદરી હતી ઘડપણે જ્યારે તેના શરીરપર દેખા દીધી, ત્યારે આવકનો રસ્તો બધ થયો તેની પુત્રિ તે વખતે યૌવનનો રૂપસભાર લઇને વિશ્વની ભોગલાલસાની આહુતિમાથી પ્રકટી નિકળી હતી તેને એવી સહેજ પણ લાલસા નહોતી કે તે પારકાના ભોગને માટે પોતાનો સ્નેહ અર્પણ કરે ! પણ તે બિચારી શુ કરે? ઘરડી માની આજ્ઞા અને વૃદ્ધાવસ્થામા અન્નવસ્ત્ર અને તેના વિલાસની સામગ્રી તો પૂરી પાડવીજ જોઇએ ને ? વળી એવું મનનુ બળ પણ ન હતું કે જે માતાના અન્યાયની સામે થઇ શકે તેનુ રૂપ ઇશ્વરનુ ઔદાર્યશિલ દાન હતુ વળી તે ગાન-તાન સિવાય બીજુ કાઇ શીખી નહોતી એથી તે શુ લઈને વિશ્વના બજારમા નીકળી પડે ?

પાપ—અકાળકૃત પાપ તેના દેહ અને મનપર એવું જામી ગયુ હતું કે તે વિવેક અને વિચારને ભૂલી ગઈ હતી. રોજ હું તેને શૃગાર સજીને બારીમાં ઉભી રહેલી જોતો તે બિચારીની મા તેની પાછળ ઉભી રહેતી હતી કોણુ જાણે કેવી એક જાતની નિસીમ વ્યગ્રતા-કે જેવી વ્યગ્રતા અન્યત્ર કયાય પણ જોવામા આવતી નથી

તેવી વ્યગ્રતાથી માતા, પુત્રી પાછળ ઉભી રહેતી, અને તે વ્યગ્રતાનુ કારણ બીજુ કાઇજ નહિ પરતુ પુત્રીની મગળ કામના હતી પણ આ મગળ કામના શુ ખરેખર પુત્રીની મગળ કામના હતી ?

હુ તે વખતે પૂર્ણ યૌવનમાં આવેલો હતો માનવની હમ્મેશની દુર્બળતા મને પણ કોઇ કોઈ વખતે ચાપી બેસાડે તેમ હતી, પણ સ્વાભાવિક માતૃ–સ્નેહનુ આવુ અપમાન જોઇને એક ગુપ્ત વેદનાથી મારૂ હૃદય ચૂર્ણવિચૂર્ણ થઈ જતુ હતુ વળી તે છોકરીના અતરનુ કૌમાર્ય અને નિર્દોષતા અને તેની બહારની કદર્થતા તેમજ અત્યાચાર સહેવાનુ તેનુ અવિચલિત ધૈર્ય જોઈને મારૂં મન આકુળવ્યાકુળ બની જતું હતુ હાય ! માનવ, આ સ્થુળ દેહમાજ તારૂ બધું આવીને સમાઇ ગયું છે ?

ફરી એક દિવસ એવો આવ્યો કે તે દિવસે તે છોકરીના મનની મલિનતા દૂર થઇ ગઈ ઇશ્વરે તેને સુખ આપ્યું હોય એમ તે માનવા લાગી તે સમજવા પામી કે તે હવે માતા થવા જાય છે તેના અતરની સઘળી પવિત્રતા અપૂર્વ આનદથી બ્હાર પ્રકટી નીકળી પણ પુત્રિના આનદનો માતાએ શો જવાબ દીધો તે કહેવાની ઇચ્છા થતી નથી.

મા બોલી. " એમા આનંદ માનવાનુ કાંઇ કારણ નથી. પણ એતો નિરાનંદની વાત છે તે એવું કાંઇ પેદા કર્યું નથી કે જેથી ત્રણ જણનો નિર્વાહ થઇ શકે ! આપણે બે છીએ તેમા આનુ શું કામ ? ગર્ભ ધારણનો સમય વ્યર્થ ગુમાવવા જેવો છે. "

બીજે દિવસે માનો કોઇ એક ઓળખીતો આવ્યો તેણે એક એવી દવા આપી કે જેથી તેની મા થવાની આશા નષ્ટ થઈ ગઇ કેટલાક દિવસ પછી પાછી તે બારીમાં રક્તશુન્ય અને પાંડુરોગી જેવી મારા જોવામા આવી

ત્યારપછી તે વધારે વખત જીવી નહિ

તેની મા હજી જીવે છે કેવી રીતે જીવે છે, તે તેજ જાણે !



૨

## પ્રેમનાં સ્વરૂપ.

"And since thy heart I can not share
Believe me what I am thy friend
And who so cold as look on thee,
Thou lovely wanderer, and be less ?
Nor be, what man should ever be,
The friend of Beauty in distress ?"

**Byron**

તેનું ખરૂ નામ શું હતું તે હું જાણતો નથી તોપણ લો૦ તેને વાસન્તિ કહીને બોલાવતા હતા

વાસન્તિના મરણની વાત હું જાણતો ન હતો, કારણકે તેના અવસાન કાળે હુ મુંબાઇમા ન હતો બહાર ગામથી આવ્યા પછી પણ મે મારા મિત્રોની પાસેથી એના મૃત્યુના સમાચાર સાભળ્યા નહોતા વળી એ કાંઈ એવી જરૂરની બાબત નહોતી કે જે મારા મિત્રો મને કહે

આ જાતની સ્ત્રીઓના મૃત્યુની સાથે સઘળુ લોપ પામી જાય છે એમના મૃત્યુની ખબર પણ કેટલા જણ રાખે? જેઓ એ લોકોની સાથે સબધ રાખે છે, તેઓ એક બીજાની સાથે એવી જાતનો અજાણ્યો પરિચય રાખે છે

કે જેથી એમના મરણની ખબર જોતજોતામાં પ્રસરી જતી નથી પરતુ એમના આવી રીતના મરણના સમાચાર સાભળીને કેટલા માણસો વિચલિત થાય છે ? કેટલા જણની જીવન યાત્રાના આમોદપ્રમોદમા એથી વિઘ્ન પડેછે !

જો કે વાસન્તિની સાંથે મારો સાક્ષાત્ પરિચય નહોતો પણ તેની સાથે મારે આંખનો પરિચય વધારે હતો. દરરોજ હું તેને વિકટોરીઆ ગાર્ડનમાં જોતો હતો તેની અ દર એક જાતનું એવું પવિત્ર સૌંદર્ય હતું કે જે આ જાતની સ્ત્રીઓમા કદાપી જોવામા આવતું નથી

રોજ સાય કાળે તે પોતાની વિકટોરીયા ગાડીમા બેસીને ફરવા અ વતી હતી. દરરોજ મે તેને એકલીજ જોઈ હતી. આ જાતની સ્ત્રીઓની સાથે કોઈને કોઈ હોય છે એમની સોબતણ તેઓજ હોય છે કે જેમનું યૌવન પૂરેપૂરૂ લુંટાઈ ગયેલુ હોય છે અને જેઓ કેવળ તુટી ગયેલી માળાના છુટા પડેલા ફુલની પેઠે પડી રહેલી—કરમાઈ ગયેલી હોય છે એમની વય વીતિ ગયેલી હોવાથી લોકોના દેખતા પણ અપરિચિત માણસો એમની સાથે વાતચિત કરવાને સ કોચ માનતા નથી વળી તેઓ પેન્શન લીધેલી પેશાકર હોવાથી તેની પાસેથી અસ કોચપણે તેની સુદરીસોબતણનો પરિચય પણ પૂછી શકાય છે, અથવા સુ દર તરૂણીઓની સાથે એવું કોઈ રહે છે કે જેમનો વ્યવસાય રૂપનો હોય

પણ તે રૂપનું એવું તેજ હોતું નથી કે જે તેની સોબતણને કાંઈ હાની કરી શકે. વળી તે તેની સોબતણને એવો મોટો માણસ ખોળી આપે છે કે જે તેનો ગાડી ઘોડાનો ખર્ચ પુરો પાડે છે. રાત્રિની વખતે તેઓ બહાર નીકળતા નથી. તેમની અંદર એટલું સાહસ હોતુ નથી કે લોકને જણાવીને તેઓ અસામાજીક અત્યાચાર કરી શકે વળી એ લોકો સોબત વગર રહી શકતાજ નથી—એકપણ સોબતી જોઇએજ

પરતુ વાસન્તિ તો દરરોજ એકલીજ નીકળતી હતી જ્યાં લોકની વધારે ભીડ ન હોય તે ઠેકાણે ગાડીમાથી ઉતરીને થોડીવાર આમતેમ લટાર મારીને ગાડીમા પાછી ચઢી બેસતી કોઇ કોઈ વખત કોઈ ઓળખાણવાળુ માણસ તેને મળી જતું તો તેના ઓઠપર જે હાસ્ય પ્રકટી નીકળતું હતું, એ હાસ્ય એવુ હતું કે જેને માટે તે હોય તેના સિવાય બીજા કોઇના લક્ષમા આવતું નહિ તે આવી ભદ્ર અને સાવચેત હતી.

આ સઘળી વાત જ્યારે સ્મરણમા તાજી થાય છે ત્યારે મને એમ લાગે છે કે પૃથ્વી ઉપરથી એક સુંદર શિલ્પસૃષ્ટિ કોઇએ ખેચી લીધી છે! પતલી દેહ સૃષ્ટિ અને લંબગોળ મુખાકૃતિની અંદર વિશ્વનુ સઘળુ સૌન્દર્ય જાણે આવીને સમાઇ ગયું ન હોય? તેના ઉપર તેનો સામાન્ય

પણ તેને શોભા આપે એવો સુંદર પોષાક જોઇને જાણે એમ થતું હતું કે એ સ્વર્ગમાંથી ઉર્વશી સુધાનો મણિ-મયકળશ લઇને નીચે મૃત્યુ લોકમા ઉતરી આવી છે

સ્વપ્નથી મુક્ત થયેલી બે આંખો, ચતુર ચીતારાની પીંછીથી આ કાયેલી બે ભ્રમરો, ગુલાબી ગાલ, સતારાતા ઓઠ, લાલસાને ઉત્તેજીત કરે એવુ નાક, દાડિમકળી જેવા દાત, કાલિનાગણુ જેવા કેશ, એ બધું તેને કોણે અને કેમ આપ્યુ હશે ?

કેવુ આશ્ચર્ય કે વાસન્તિને જોઇને કોઈ એમ નહિ કહી શકે કે તે પેશાકર—વેશ્યા છે !

તેની અ દર એક જાતની એવી પવિત્રતા હતી કે જે તેની કૌરાર્યની દીપ્તિને પ્રજ્વલિત કરી રાખતી હતી—જાણે એક જાતની બાળકની નિર્દોષ ચપળતાથી તે હ મેશાં આન-દીત જણાતી ન હોય ?

કોઇ પણ રંગભૂમિ—નાટકશાળામા નવો ખેલ બહાર પડતો કે વાસન્તિ તે થિએટરના બોકસમા બેઠેલી જ હોય. તે વખતે તેની સાથે ત્રણ વસ્તુઓ તેના સાથી તરીકે રહેતી હતી એક તો ઑપેરાગ્લાસ, બીજી ચીનાઈ બદામ, અને ત્રીજી ચ બેલીના ફુલની માળા.

એવા ઘણા ગર્ભશ્રીમ ત યુવકો હતા કે જેઓ તેના જેવી અપરૂપ સુંદરી પોતાની રક્ષિતા છે તે બીજાને જણાવવાને

માટે પોતાના મનમા અભિમાન રાખતા, અને આ સુંદરી પણ પોતાના મનમાં એવો ગર્વ રાખતી કે મારી પાછળ આવા મોટામોટાના પુત્રો દિવાના થઈને ફરે છે ખરેખર, જેઓ જાળમા ફસ્યા છે તેઓ પણ પોતાના મનમા સુખી છે અને જેણે જાળ પાથરી છે તેઓ પોતાના મનમા સુખી છે તેમ માને છે

ત્રણેક વર્ષ પહેલા એક વાત મારા સાભળવામા આવી હતી કે સર માધવદાસ વૃદ્ધાવસ્થા થયા છતા વાસન્તિમા એવા મુગ્ધ થઇ ગયા છે કે તેમને સસારવ્યવહારનુ કાંઈ ભાન નથી તેઓ તેની પાછળ લાખો રૂપીઆ ખર્ચી નાખે છે પરતુ આ વાતમાં સત્યનો ઘણો થોડો અશ છે સત્ય વાત આ પ્રમાણે છે

વાસન્તિ માદી પડયા પછી ડૉકટરોએ હવા ફેરને માટે તેને માથેરાન જવાનું કહ્યુ હતું સર માધવદાસની એકની એક પુત્રિ પણ હવાફેરને માટે માથેરાન ગઇ હતી, પરતુ દુર્ભાગ્યવશાત્ તે ત્યાજ મરણ પામી સર માધવદાસની પુત્રિનો ચ્હેરો અને વાસન્તિના ચ્હેરામા એવુ આબેહુબ મલતાપણુ હતું કે એક વખત માથેરાનના એક નિર્જન રસ્તાપર વાસન્તિને જોઈને સર માધવદાસ એવા સ્નેહાદ્ર થઇ ગયા કે તેને પુત્રિનું સ્થાન આપીને તેના સઘળા લાડ-કોડ પુરા કરવા માડયા. સર માધવદાસે વાસન્તિને સારી રાખવાને

માટે ઘણી મહેનત કરી અને થોડા દિવસમા વાસન્તિ પણ આરોગ્ય થઇ ગઈ

વાસન્તિ તદુરસ્ત થયા કેડે સર માધવદાસ તેને લઇને મુંબાઈ પાછા આવ્યા દરરોજ એકવાર તેઓ વાસન્તિને જોવા આવતા હતા એથી જ આ કલક વાર્તા પ્રસરી ગઈ, પણ માણુસ જોતા નહોતા કે આમા ખરૂ શુ છે ? ઘણી વખતે દુનિઆમા આવુ બને છે માણુસ સભવ અને અસભવ સઘળુ વિચારે છે, પરતુ એ કેવળ વિચારતો નથી કે આમા સત્ય શુ છે અને અસત્ય શુ છે ?

વાસન્તિ માથેરાનમા હતી તે વખતે જે પ્રતિજ્ઞા લઇને વાસન્તિ મુબાઇમા પાછી ફરી હતી તે પ્રતિજ્ઞા મુંબાઇ જેવા વિલાસી શહેરના ઉન્માદમા ભૂલી ગઈ–તેનાથી પોતાની પ્રતિજ્ઞાનું પાલન થઇ શકયુ નહિ તેના પૂર્વ–જીવનના સસ્કાર તેના સઘળા સયમને વિસ્મૃત કરાવીને તેને લાલસાને માર્ગે ખેચી તાણીને લઇ જતા હતા

આવી રીતે ઘણા કષ્ટમાં તેણે ત્રણ માસ કાઢયા એની ધીરજ તુટી ગઈ તેના પૂર્વ–જીવનના સગીઓ તેની સગે રાત ગાળવા લાગ્યા

સર માધવદાસને કાને જે દિવસે આ ખબર ગઇ તે દિવસે તેઓ દુ ખ અને શોકથી વ્યાકુળ બની ગયા તેની પુત્રિની આબેહુબ પ્રતિકૃતિ જેની હોય એ શુ આવી થઈ

શકે ? .........ના . ના .. . તેમણે જાતે જઈને વાસન્તિને આ વાત પૂછી.

વાસન્તિએ અસંકુચિત ચિત્તે સઘળું કબુલ કર્યું તે બોલી "મને માફ કરો પિતાના સ્નેહને તમારી પાસેથી મે મેળવ્યો છે ખરો, પરંતુ સ્નેહની મર્યાદા હું જાળવી શકી નહિ અને શકીશ પણ નહિ. મને છુટી કરો "

સર માધવદાસે કહ્યુ "હવે હું તારૂં મુખ નહિ જોઉં." એમ કહીને ચાલ્યા ગયા પરંતુ સાત દિવસથી વધારે વાસન્તિને નહિ જોવાથી તેઓ સ્થિર રહી શકયા નહિ ત્યારબાદ એવો બંદોબસ્ત થયો કે જે વખતે સર માધવદાસ આવે તે વખતે વાસન્તિની પાસે કોઈપણ પુરૂષવ્યક્તિ હાજર રહે નહિ

હાય, સ્નેહે-દુર્બળ પિતૃ-હૃદય !



૩

## સ્નેહ-સ્મૃતિ-ચિન્હ.

જો મહેરબાનુકા પ્યાર વોહ હમારા પ્યાર,
લયલી પ્યારી હયતો લયલીકા હમ કુત્તા પ્યારા.

(ખુને-નાહક)

આજે લિલાંઉનો દિવસ છે મુંબાઈમા જેઓ બહુ મોટા માણુસો ગણાય છે તેઓ પણ આવ્યા છે. કેટલીક ગાડીઓમાતો સ્ત્રીઓ સુદ્ધા આવી હતી સેલની વસ્તુઓ ખરીદતાં પહેલાં તેમને બતાવવાને માટે ગોઠવણુ કરેલી હતી મૃત્યુની સાથે સાથે જાણે વાસન્તિની સઘળી વસ્તુઓની અંદર સુચિતા પવિત્રતા ફરી આવેલી હોય એમ જણાતું હતું.

શબ્દ અને કોલાહલથી મકાન પરિપૂર્ણ બની ગયુ હતું કેટલાક દલાલો હૉલની વચ્ચોવચ્ચ એક બેન્ચપર આસન જમાવીને બેઠા હતા. તેઓ કોલાહલ બંધ કરવા માટે વચ્ચેવચ્ચે માથાફોડ કરતા હતા

આ વસ્તુઓનું વેચાણુ કોના લાભની આશાથી થાય છે? જેમણે પાણીની પેઠે પૈસા વાપરીને આ દુર્ભાગિનિને સ્વેચ્છાચારની સહાયતા કરી હતી તે લોકોજ આજે હસતે મોઢે લાભ લુટવા આવ્યા છે!

એકએક કરીને વસ્ત્ર અલકારો વેચાઈ ગયા હું એક ખુણામા ઉભો રહીને જોતો હતો

અચાનક લિલાઉંવાળાએ બુમ પાડી " એક નોટેશનની ચોપડી જેનાપર કઈક લખવામા આવ્યુ છે મૂળ કિમત "દસરૂપીઆ" એટલામા એક જણ બોલી ઉઠયો "બાર રૂપીઆ " હું અચાનક બોલ્યો, " પદર રૂપીઆ " કેમ બોલ્યો તે હું જાણુતો નથી ચોપડીને તો મે હાથમા લઈને જોઈજ નહોતી ત્યારે ?

" પદર રૂપીઆ " લિલાઉંવાળો બોલ્યો ધીરેધીરે કિંમત વધવા માડી હુ પણ ધીમે ધીમે વધવા લાગ્યો ઉઠતા ઉઠતા જ્યારે એકસો સૂધી હુ ગયો ત્યારે સઘળા ચૂપ થઈ ગયા

મને આ નોટેશનની ચોપડી લેવા માટેનો આવો દ્દઢ આગ્રહ જોઈને સઘળા લોકો વિસ્મય પામી મારા સામુ જોવા લાગ્યા લોકો કેમ ? હું પણ મારા આ બનાવથી વિસ્મય થઈ ગયો હતો વળી કોઈ વસ્તુને જોઈને હું ફરી પાછો આવી રીતે ઘબડાઈ જઈશ તો લોકો મને મૂર્ખ ગણુશે એવી આશકાથી રૂપીઆ અને મારૂ ઠેકાણુ આપીને હું ઘેર ચાલ્યો આવ્યો.

બેએક કલાક પછી નોટેશનની ચોપડી આવી ચોપડીનું પાનું ઉથલાવતાં જોઉંછુ તો ઘણા સારા અક્ષરે લખ્યું હતુ.

"વાસન્તિ દેવી . શ્રધ્ધાથી
સુમન મહેતા."

શ્રદ્ધા ! આ સુમન મહેતા કોણ ? કે જેનું મન આ પતિતા નારીને માટે શ્રદ્ધાથી ભરપુર બની ગયુ હતુ ? વળી શેને માટે આવી શ્રદ્ધા ?

આવી શ્રદ્ધાની આશાથી સેકડો અબળાઓ આ બધુના માર્ગે હસ્તા મોઢે ગાતી ગાતી અધની પેઠે મૃત્યુની તરફ દોડે છે !

હાય અભાગિનીઓ ! તમારો સ્નેહ જો અન્યાયરૂપ ગણાતો હોય તો તમારા પ્રતિ સ્નેહ-કરૂણા દેખાડવા તે પણ અન્યાય છે ! પરતુ અમે જન્મસાધના ઉપર એવા વિચારથી કરૂણા કરીએ છીએ કે તેણે કોઈ પણ દિવસ પ્રકાશનો મધુર આસ્વાદ લીધો નથી જન્મના બહેરાને જોઇને દયાથી પરવશ થવાય છે જન્મના મુગાને જોઇને અતરનો સ્નેહ ઉછળી ઉઠે છે પરતુ અન્યાય ભરેલી એક જાતની સભ્યતા અને ધર્મનું આવરણ ઉભુ કરી આ અધ-હૃદય મૂક-વિવેક, બધિરાત્મા આ આબળાઓનો સસ્રવ-સહેવાસ ત્યાગ કરીને ચાલ્યો જાય છે એમને માટે આપણે શુ જેમને આપણે દોષ દઇએ ? દઇ શકીયે છીએ ? ધિક્કારી શકીએ ?



૪

સુમનમહેતા

> જેણે ખજાનો જ્યાં કર્યો તેનું જીગર ત્યાં ત્યાં નક્કી,
> જેનું જીગર જ્યાં જ્યાં ઠર્યું તેની ઠરી ત્યા જીંદગી

બે દિવસ સુધી લિલાંઉ ચાલ્યુ ! દોઢ લાખ રૂપીઆનું વેચાણ થઈ ગયુ

લ્હેણદારોએ એક લાખ રૂપીઆ અંદર-અંદર વ્હેચી લીધા. બાકી રહેલા પચાસ હજાર રૂપીઆ વાસન્તિની બ્હેન અને ભાણેજને મળ્યા

અચાનક આટલા બધા રૂપીઆ મળેલા જોઇને બ્હેન તો આભીજ બની ગઇ આજ સાત વર્ષની અંદર બ્હેને, બ્હેનની ખબર-અંતર લીધી નહોતી તે એક દૂરના ગામડામા જેમતેમ પોતાના દિવસો નિર્ગમન કરતી હતી પોતાની એક બ્હેન છે એવુ તેણે એકપણ દિવસ મનમા ધાર્યું નહોતું આવી બ્હેનને એકદમ આટલા બધા રૂપીઆ મળે તો આશ્ચર્યચકિત થઈ જાય એમાં નવાઈ શું ?

કેટલાક દિવસ વીતિ ગયા. સઘળા ધીરે ધીરે વાસન્તિની વાત વિસરી ગયા મેં પણ એને માટે મગજને તસ્દી આપી નહિં નોટશનની ચોપડી વાંચનમંદિરના એક ખુણામાં પડી

રહી હતી ત્યાર પછી અચાનક એક બનાવ એવો બન્યો કે જેથી મારે આ પ્રસગની અવતરણા કરવી પડી.

એક દિવસ હુ પ્રાત કાળે સ્વચ્છ થઈ દેવગૃહમાં બેસી ગીતા વાચનમા એકાગ્ર થઈ કર્મયોગના તત્વબિંદુ સમજવાને માટે મગજના ઉંડાણમાં પેસતો હતો એવામા મારા એક નોકરે આવીને એક કાર્ડ મારી નજર આગળ ફેંક્યુ મારી નજર તેના પર પડી. કાર્ડ ઉપર લખ્યુ હતું

" સુમન મહેતા "

નામ કઇક પરિચિત હોય એમ જણાયુ થોડીવાર વિચાર કરતા યાદ આવ્યુ કે નોટેશનની ચોપડી ઉપર શ્રદ્ધાના ઉપહાર તરીકે જે માણસનું નામ મારા વાચવામાં આવ્યુ હતું તેજ આ માણસ હોવો જોઇએ પરતુ આ વ્યક્તિને મારી સાથે શુ પ્રયોજન હશે ?

એક દીર્ઘાકૃતિ, દર્શનિય યુવક ઘરમા આવ્યો તેનું મુખકમળ વિષાદથી ગભિર થયેલું, આકુળવ્યાકુળ અને પાંડુવર્ણનું જણાતું હતું શરીરપરનાં કપડા જાણે ઘણો વખત થયા બદલ્યાં ન હોય એવા લાગતા હતા તેનાપર ઠેકાણે-ઠેકાણે ધુળ અને માટીના ડાઘ પડેલા હતા.

કોઈપણ જાતનો વિવેક બતલાવ્યા વિના યુવકે વ્યાકુળ કઠે બોલવાનો આરભ કર્યો " સાહેબ! મારા આવા મેલાં કપડાંને અને મારા અચાનક આગમનને માટે મને

ક્ષમા કરશો ! હુ બહુ દૂરથી આવુ છુ, અને મારૂં કામ એટલુ બધુ જરૂરનું છે કે મને કપડા બદલવાનો પણ અવસર મળ્યો નથી ”

મે તેને બેસવાનુ કહ્યું તે એક પાસે પડેલી ખુરશી તાણીને ધબ દઇને બેસી ગયો ત્યાર પછી ગજવામાથી એક મેલો રૂમાલ બહાર કાઢીને આખોમાથી ખરતા અવિરલ બાષ્પબિંદુ લુછવા લાગ્યો

થોડીવાર પછી કઇક કરૂણ ક્ષીણ હાસ્યથી તે બોલ્યો “આપ મારો વ્યવહાર જોઇને વિસ્મય થયા હશો પણ કેટલા દુખ અને શોકનો બોજો લઇને હું આપની પાસે આવ્યો છુ તે કેવળ હુંજ જાણું છુ હશે જવાદો વાસન્તિની માલમિલ્કતનું જે દિવસે લિલાઉ થયું તે દિવસે આપ ત્યાં હાજર હતા ને ?”

વાસન્તિનુ નામ લેતાની સાથે યુવક અતિશય દુખથી અભિભૂત બની ગયો બે હાથે પોતાનુ મૂખ ઢાકીને તે ધ્રુસકે ધ્રુસકે રડવા લાગ્યો

થોડીવાર પછી શાત થઇને તે બોલ્યો “આપે વાસન્તિની કઇક વસ્તુ ખરીદી છે ને ! ”

“હા, એક ચોપડી ખરીદ કરીછે ” મે કહ્યુ

“ નોટેશનની ચોપડી ? ”

" હા, તેજ "

" તે ચોપડી આપની પાસે છે કે ? "

" હા, મારા સુવાના ઓરડામા સોફાપર પડી છે "

ચોપડી છે તે સાભળી આ ગ્રહસ્થે તૃપ્તિનો એક નિશ્વાસ મૂકયો ચોપડી લાવીને તેના હાથમા મૂકતાજ તેનું મ્હોડુ આનદથી નાચી ઉઠયું ત્યારપછી તે એક ચિત્તથી ચોપડીના પાના ઉથલાવવા લાગ્યો વચ્ચેવચ્ચે તેની આખ્યોમાંથી અવિરલ અશ્રુધારા વહેવા લાગી, જેથી ચોપડીના પાના ભીજાઈ ગયા

ત્યારબાદ તે મારી સામુ જોઈને દીનવદને નમ્રસ્વરે બેહાથ જોડી બોલ્યો " આપ મને આ ચોપડી આપવા કૃપા કરશો ? "

મે કહ્યુ. " હા, જરૂર આપીશ તો પણ એક વાત હું તમને પૂછી શકુ કે ? આ ચોપડી શુ તમે વાસન્તિને ભેટ તરીકે આપી હતી ? "

તે બોલ્યો. " હા, મે આપી હતી જુઓ, આપને ચોપડીની કિમત લેવી પડશે ! મે સાભળ્યું છે કે આપે એના એકસો રૂપીઆ આપ્યા છે "

હું કાઈક વિસ્મય પામીને બોલ્યો ' તમે કેવી રીતે જાણ્યું ? "

તે સ્થિર હસીને બોલ્યો "લિલાઉની ખબર મે પહેલેથી સાભળી હતી, અને તે દિવસે અહિં આવવાનો મે નિશ્ચય પણ કર્યો હતો પરતુ અણધારી અડચણથી મારાથી આવી શકાયું નહિ. આજે આવીને લિલાઉ ઑફીસમાં ખબર કહાડી ત્યારે આ બધું મારા જાણવામા આવ્યું વાસન્તિનું એક સ્મૃતિચિન્હ રાખવાની મને બહુ ઈચ્છા છે. વારૂ ....... "

અચાનક તે બોલતાં અટકી પડયો તેના મનમા જ્યારે એવો વ્હેમ આવ્યો કે જાણે હુ પણ વાસન્તિની સાથે સબધ ધરાવતો હોઉ. હું તેનો સંદેહ દૂર કરવા માટે વ્હેલો વ્હેલો બોલ્યો "હું વાસન્તિને દૂરથીજ ઓળખતો હતો તેની સાથે મારે કોઈપણ જાતનો પરિચય નહોતો તમે ચોપડી લઇ જાઓ. મારે એની કિમત લેવી નથી "

ગભિર કૃતજ્ઞતાથી તેણે મારા બન્ને હાથ દાબી દીધા મને એવી ઇચ્છા થતી હતી કે એનો સઘળો ઇતિહાસ પૂછી જોઉ, પરતુ ચોપડીની કિમત લીધી નહિ અને તેના બદલામાં હુ વાત પૂછવાનો દાવો કરૂં છુ એવું તે પોતાના મનમા ધારે તો ખોટુ દેખાય! એમ ધારીને મે મારી ઇચ્છાને દમન કરી દીધી

તેણે પૂછયું. "આપે ચોપડી વાચી છે?"

મે ઉત્તર વાળ્યો "હાં વાચી છે હુ એમ ધારૂછું કે તમે વાસન્તિની અદર એવું કઇ જોયું છે કે જે એ જાતની સ્રીઓમા ભાગ્યેજ જોવામા આવે "

તે એક નિશ્વાસ નાખીને બોલ્યો "હા સાહેબ આપે ઠીક અનુમાન કર્યું છે. આપ આ પત્ર વાચશો તો સઘળુ સમજી શકશો "

એટલુ કહીને તેણે એક પત્ર મારા હાથમા મૂકયો. આ પત્ર કેટલીકવાર ઉઘાડાયો હશે અને કેટલીકવાર બધ કરાયો હશે તેનું ઠેકાણુ નહોતું પત્રમા આ પ્રમાણે લખ્યું હતું —

"પ્રિય સુમન,"

તમારો પત્ર મળ્યો છે, તમે હજુ સૂધી મારા ઉપર સહ્રુય છો, તે માટે હુ પરમાત્મા પાસે માથુ નમાવું છુ.

હુ માદગીને બિછાને છુ એ વાત ખરી છે, પણ તમે હજુએ મારૂ સ્મરણ કરોછો એજ મારી એક માત્ર શાંત્વના છે તમારો પત્ર મળવાની હુ ઇચ્છા રાખુ છું, અને તેની આશામાં હુ જીવતી રહી છુ જો તમારો પત્ર વ્હેલો મળત તો મારી બચવાની આશા વધત

તમારી સાથે આ જીવનમાં હવે મળાશે નહિ કારણ મરણ મારા દ્વારપર છે અને તમે દૂર પરદેશમા છો બધુ … …પ્રિયતમ મારા. ……તમારી તે વાસન્તિની સઘળી

દીપ્તિ આજે ઓલવાઈ ગઈ છે . તે નિસ્તેજ દીપ્તિને ન જોવામાજ હવે તો તમારૂ શ્રેય છે

તમે ક્ષમા માગો છો ઓહ ! તમનેજ હુ ક્ષમા ન કરૂ ! તમે મને જે વ્યથા આપી છે તે તમારા પ્રેમની ગભિરતા છે—તેનો પ્રકાશ છે, એ શિવાય એમા બીજુ છે શુ ?

આજે એક મહિનો થયા હુ બિછાનામા પડી છુ જે દિવસથી તમારે અને મારે બોલા–ચાલી થઈ તે દિવસથી માડીને દરરોજ હુ તમારી અને મારી વાત લખુ છુ

જીવનની છેલ્લી ઘડી સુધી તમારા નામનોજ ઉચ્ચાર કરી રહી છુ સુમનના સૌદર્ય અને સુવાસિક પુષ્પની માળા મારા ગળામાજ છે ચદ્રભાગા મારી સેવા કરે છે મારા અવસાન પછી આ સઘળુ તેજ તમને આપશે જીવનના સુખી દિવસો સભાળતા મનને કેવુ દુખ અને આનદ થાય છે તે હુ તમને શુ કહુ ? તમે જો પત્ર વાચીને મને ક્ષમા કરો તો તેજ મારી સૌથી મોટામા મોટી શાત્વના છે

મારા સ્મૃતિ ચિન્હ તરીકે હુ તમને કાઇ આપી જાઉ એવું મનમાં થાય છે, પરતુ પ્રિય .....મારી પાસે કાઈ નથી સૌ લ્હેણદારો લઇ ગયા છે આ તેમના ચો-કીદારોના પગલા નીચેના ઘરમાથી સભળાય છે કેવળ

તેઓ મારા મૃત્યુની વાટ જોઈ રહ્યા છે આ માણુસો કેવા નિર્દય અને કઠોર છે? એ નિર્દય છે કે પરમાત્મા નિર્દય છે? મિત્ર... પ્રિયતમ સખા તમે લિલાઉને દિવસે આવીને કઇક ખરીદજો તેમ નહિ કરો તો ગમે તેવી એક સાધારણ વસ્તુ હુ તમારે માટે મુકી જઈશ તો એ લોકો ખેચીને બહાર કાઢશે અને તે ઉપરાત તમે લઈ જશો તો તમને ચોર બનાવશે

આજ આ ચિરદુ ખમય જીવન પૂરૂ થાય છે આહ! મરતા પહેલા જો તમને એકવાર મળાયું હોત! બીજુ જો લખી શકાત! પ્રિયતમ હવે કલમ ચાલતી નથી વિદાય વિદાય !!!

તમારી વાસન્તિ—"

પત્રના છેલ્લા શબ્દો ઘણુા કષ્ટથી વચાય તેમ હતા

પત્ર વાચીને મે તેને પાછો આપ્યો, તેણે પત્રને ચુબન કરીને ગજવામા મૂકી દીધો

થોડીવાર હમો બન્ને જણુા ચુપ રહ્યા અચાનક તે નિસ્તબ્ધતાનો ભગ કરીને બોલ્યો "તે મરી ગઇ છે એ વાત મારી ધારણુામાંજ આવતી નથી આ જાતની એક સ્રીની સાથે માણુસ આવી રીતે રચી-પચી જાય એ વાત વિચારીને ઘણુા માણુસો મ રી સમજશક્તિને માટે પોતાના મનમાં શકા કરી શકે એમ છે, પરતુ તે મારી કોણુ

હતી અને હુ તેનો કોણુ હતો તે કોઈ જાણે——઼ઓ ક્ષમા કરો હુ તમને વૃથા કષ્ઠ આપુ છુ જુઓ મને કઇક શાત થવા દો જ્યા સૂધી મારી આખમાથી આસુ સુકાય નહિ ત્યા સુધી મને શાંતિ આપો નહિ તો રસ્તે જનાર આવનાર માણુસો મારી મશ્કરી કરશે એમ કહીને તે એકાએક ઉભો થઇને આમ તેમ આટા મારવા લાગ્યો

હાસ્ય અને રૂદન એ બે વસ્તુઓ કેવી સક્રામત છે સુમનના દુખથી ખરેખર હુ એક જાતની અસિમ વેદના ભોગવવા લાગ્યો

મે તેને કહ્યુ "જુઓ દુખ મનની અદર પૂરી રાખવાથી તે વધારે વધી જાય છે, પણુ બીજાની પાસે કહેવાથી તેમા ઘટાડો થાય છે"

તે ઉદાસપણે ગભીરતાથી ઉભો રહી બોલ્યો "હા, તે ખરૂ છે, પરતુ આજે મારૂ હૃદય દુખથી પરિપૂર્ણ છે અ'જે મારામા બોલવાની શક્તિ નથી વળી એક દિવસ એને માટે પ્રયત્ન કરીશ તમે મને મૂર્ખ તો ધારતા નથી ને?"

તે યુવકના મ્હોઢા સામું જોઇને સમવેદનાથી મારૂ મન ઉથલી પડયુ વળી મે નજર ફેરવીને જોયુ તો તેની આખો આસુથી છલાછલ ભરાઇ ગઇ હતી અને તે બીજી તરફ જોઇને આખમાં આવેલા આંસુને અટકાવવાને માટે પ્રયત્ન કરતો હતો.

મે તેના ખભાપર હાથ મૂકીને કહ્યુ “બધુ શાન્ત થાઓ, ધીરજ રાખો ”

ત્યાર પણ વિશેષ કાઇપણ બોલ્યા વિના તે મારી પાસેથી વિદાય લઇને ગાડીમા બેઠો

જાળીઆમા રહીને મે જોયું તો ગાડીમા પણ તેની આખમાથી અવિરલ અશ્રુધારા વહી રહી હતી



૫

મોહમુગ્ધ મનડુ !

‘ તેરી જિન્દગી પે મુનહસર હય જિન્દગી મેરી,
વર્ને યે જાન નિકલને મે નહીં જા દેરી ’

તારા જીવન પરજ મારા જીવનનો આધાર છે,
નહીંતો તારા વિના હે જીવ ! આ જીવ નીકળવામા વિલબ નથી

કેટલાએક દિવસ સૂધી તેની કાઇપણ ખબર મળી નહિ ઇચ્છા છતાં પણ ખબર મેળવવાનો કોઇપણ જાતનો ઉપાય ન હતો, કારણ તે દિવસે મે તેનુ ઠેકાણું લખી રાખ્યું ન હતું.

એક દિવસ સવારમા હું " મૃચ્છ-કટિક " નાટક વાચતો બેઠો હતો પોષ્ટના કાગળોની અદર એક અપરિચિત અક્ષરનો પત્ર જોઇને તેજ પત્ર મે પ્રથમ ખોલ્યો પત્રની નીચે સુમન ગહેતાની સહી હતી

પત્રમા લખ્યુ હતું કે તે બહુ માદો છે, અને મારી સાથે એક વખત મળવા ઇચ્છે છે

તેની સાથે થોડા વખતનો પરિચય હતો, તે છતા તેને અને મારે ઘાડો સબધ હોય એમ મારા મનને લાગતું હતું, તેથી તેનો પત્ર મળ્યો એટલે મારાથી તેને જોવા ગયા સિવાય રહેવાયું નહિં

ત્યા જઇને જોયુ તો તે સજ્ઞા-હિન થઇને પડયો હતો મારા તરફ તેણે જે કરૂણ અને દયાદ્ર નયને જોયુ તે હુ શી રીતે કહી શકુ ? તેના ઘરનું ઠેકાણુ પણ હું જાણતો ન હતો કે ત્યા હુ ખબર આપુ દવાદારૂનો બરાબર બદોબસ્ત કર્યો તેના પ્રત્યે મારૂ સ્નેહાકર્ષણ થયું હતું તેથી તે વખતે હું તેને માટે મારાથી બનતું સઘળુ કરી શકુ એમ હતું

ડૉકટરે કહ્યુ " બ્રેઈન ફીવર "

ચૌદ દિવસ સુધી મૃત્યુની સાથે બરાબર લડાઈ કર્યા બાદ જાણવામા આવ્યુ કે આ વખતે તે બચી જશે.

ઘણોખરો વખત હું તેના ઘરમાજ ગાળતો હતો ધીરે ધીરે તે ઉઠીને બેસતો થયો. તેની માંદગીની ખબર તેને પોતાને ઘેર આપવાને તે કોઈ પણ રીતે રાજી ન હતો

એક દિવસ મધ્યાન્હકાળે હમો બન્ને જણા એક જાળીયાની પાસે ખુરશી નાખીને બેઠા હતા થોડી થોડી ઉષ્ણુતા હમારા મુખને રક્ત કરતી હતી વળી વચ્ચે વચ્ચે પાસેના બગિચાના કુસુમ મીઠી મીઠી સુરભીથી નાસિકેન્દ્રિયને મગ્ન પણ કરતી હતી દરેકની વાતો તેરાજ વિવિધ વિચાર તરગના ઉછળતા મોજામા—વ્હેણમાં કેટલોક વખત વીતિ ગયો તેનુ હમોને ત્યારેજ ભાન થયું કે જ્યારે અસ્ત પામતા સુર્યના રસ્મિ, રજનિકાન્તની રમ્યકળામા શૂન્યાકાર બનવા લાગ્યા

અચાનક નિસ્તબ્ધતાનો ભગ કરી તે બોલી ઉઠયો "તે દિવસે બરાબર આજ સમયે વાસન્તિની સાથે મારો પ્રથમ-પરિચય થયો હતો"

હું ચુપ બેસી રહ્યો, કાંઇ પણ જવાબ આપ્યો નહિ

મને નિરૂત્તર જોઇને વળી પાછો તે બોલ્યો "હા, આવી એક સન્ધ્યાએ પ્રથમ તેની સાથે મારો મેળાપ થયો હતો બપોરે કામ નહિ હોવાથી હું મારા મિત્ર નરેન્દ્રની સાથે થિએટરમાં ગયો નરેન્દ્રને તો તમે ઓળ-

ખતા હશો ? એક અક પૂરો થયા પછી હમો બન્ને બહાર આવ્યા સિગારેટ પીતા પીતાં વાતો કરીએ છીએ એટલામાં મે જોયુ તો એક નવયૌવના હમારી પાસે થઇને હરિણુ સરિખી ગતિએ સ્મિતહાસ્ય કરતી લજ્જાથી વસ્ત્રને સકોરતી ચાલી ગઈ નરેન્દ્રે માથુ નમાવી પ્રણામ કર્યા મે તેને પુછયુ "એ કોણુ હતી ?" તેણે કહ્યુ "વાસન્તિ" મે કહ્યુ "ઓહ ! ઘણી રોગી દેખાય છે હુ તો એને ઓળખી પણુ શકયો નહિ "

નરેન્દ્રે કહ્યુ "આહ, એ ઘણી માંદી છે બિચારી વધારે દહાડા કાઢે એવું લાગતું નથી "

મિત્ર તમે માનશો નહિ પરતુ બે વર્ષ પહેલા મારા મનમા કોણુ જાણે શુ થઈ ગયું હતું કે જ્યારે હું વાસન્તિને જોતો ત્યારે મારો આખો દેહ એક જાતની નિશાથી મસ્ત થઈ જતો

મે વાસન્તિને સૌથી પહેલા એક ઝવેરીની દુકાનમા જોઇ હતી રસ્તે જતો હતો ત્યા એક સુદર વિકટોરીયા ગાડી આવી, અને ઝવેરીની દુકાન આગળ ઉભી રહી ચોતરફ સ્વર્ગની શોભા વિસ્તાર કરતી વાસન્તિ ગાડી-માંથી નીચે ઉતરી થોડીવારમા ઝવેરાત ખરીદીને તે ચાલી ગઈ. તેના ગયા પછી પણુ દુકાનદારો બહાર નીકળીને ઘણીવાર સૂધી તેની જતી ગાડીને જોઇ રહ્યા. આવુ

સૌંદર્ય મે પૃથ્વિમાં કદી જોયું ન હોતું હું દિગ્મૂઢ બની ગયો ત્યાર પછી હિંમત આણીને એક દુકાનદારને મેં પૂછ્યુઃ " એ કોણ હતી ? "

ઝવેરી ગૃહસ્થે જવાબ દીધો " તમે એને ઓળખતા નથી ? એતો વાસન્તિ "

મનમાં અનેક જાતના વિચારો થવા લાગ્યા કેટલાક દિવસ સૂધી તો એને એજ વિચારો થતા હતા, પણ એનું ફ્ળ શું ? મે કાંઈ તેનું ઠેકાણુ પૂછી લીધુ ન હતું ઠેકાણુ જાણતો હોત તો તેને એકવાર જોવાની તક કોઈ પણ રીતે સાધી શકત

એક દિવસ કોઇ હિન્દુ તહેવારને લીધે નાટકશાળામા બહુ ભીડ હતી હમે પણ ગયા હતા ઓકસની સામું જોતાં જ વાસન્તિ જણાઇ વાસન્તિએ પણ બરાબર સમયે મારી સામું જોયું મારા મિત્રની તરફ દૃષ્ટિ પડતા જ બન્નેના મુખ કમળ સૌદર્ય પ્રતિભાના સ્નેહરશ્મિ મૃદુ-મૃદુ હાસ્ય કરી રહ્યાં હતા

મે અધીર થઇને મારા મિત્રને કહ્યું. " દોસ્ત, તારૂ ભાગ્ય ઉઘડી ગયું ! "

નરેન્દ્ર વિસ્મય પામી મારી સામુ જોઈ બોલ્યો. " કેમ વારૂ ? "

મે લથડતા અવાજે કહ્યુ "આ સુદરીની સાથે તારો સબધ હોવાથી"

નરેન્દ્ર બોલ્યો "ઓહ ! તુ પ્રેમમા પડેલો લાગે છે ?– વાત કરવી છે ? ચાલ

હુ શરમાઇને બોલ્યો "પહેલા અનુમતિ લઇ આવ"

તે હસીને બોલ્યો, "ઓહ એવા લોકની સાથે ચિત્ કરવાને માટે અનુમતિની જરૂર હોય નહિ"

નરેન્દ્રની વાતચિત્ કરવાની વલણથી મારા મનને એક જાતની વેદના થવા લાગી, પરતુ તેની સાથે પરિચિત થવાને માટે મારા મનોરાજ્યમા એક જાતનો આગ્રહ થઈ આવ્યો આ અવસર જતો કરવાને હુ કોઈપણ રીતે રાજી થયો નહિ

નરેન્દ્રે મારો પરિચય કરાવ્યો મે પ્રણામ કર્યા એટલે વાસન્તિએ પણ પ્રણામ કર્યા, પરતુ તેના મોઢા સામું મારાથી જોઇ શકાયુ નહિ મારા શરીરનું સઘળુ લોહી મોઢાપર તરી આવ્યુ શરમથી હુ ગળગળો બની ગયો

વાસન્તિ તેની સખીના કાનમા કઇક કહેવા લાગી, ત્યાર પછી બન્ને જણીઓએ અટ્ટહાસ્ય કર્યું મને જોઈ-નેજ તેઓ હસે છે એમ મને સારી રીતે સમજાયુ, તેથી હું વધારે શરમીંદો બની ગયો.

આ જાતની સ્ત્રીઓનો સ્વભાવ જ એવો હોય છે કે પુરૂષોની સાથે હાવ-ભાવ કરીને કોઇપણ રીતે તેમને ફસવવા યુવકોની કામનાની પાસે તેઓ પોતાના દેહનું બલીદાન આપે છે, અને તેથી જ પ્રતિહિંસાનુ આ કારણ હશે ?

એનો ઉત્તર આપવાને માટે અનુભવ જોઇએ—તે સબંધી સારૂ જ્ઞાન જોઇએ મારામા જ્ઞાન નહોતુ તેમ અનુભવ પણ નહોતો.

એ સિવાય બીજા એક કારણથી હુ વળી વધારે અભિભૂત થઈ પડયો હતો આ વાસન્તિના સબંધી જે આદર્શ મે મારા મનમા ઘડયો હતો તે આદર્શને આવી રીતે નિર્દયપણે ભાગીને ચૂર્ણવત્ કરવાને માટે મારૂં મન ચાહ્યુ નહિ

વસન્તિએ ઉદ્દેશીને કરેલો હાસ્ય પ્રયોગ વધુ લબાવ્યો. નહી હુ પણ મૂક્તિનો નિશ્વાસ મૂકીને પાછો ફર્યો બોકસનો દરવાજો બધ કરતાની સાથે અદરથી ફરી હાસ્યનો ધ્વનિ સભળાયો

થોડી વાર પછી ડ્રૉપગીન ઉઘડયો નરેન્દ્ર મારી પાસે આવીને બેઠો તે બેસતાની સાથે મે કહ્યુ "કેવી અસહ્ય છે ?"

નરેન્દ્ર સ્વાભાવિકપણે બોલ્યો “તદ્દન અસભ્ય,” પણ તે સભ્યતાને તે ઓઢે કે પાથરે ! તુ કહે છે તેવી હજાર અસભ્યતા હોવા છતાં એની અદર એક જાતની એવી વસ્તુ છે કે જેને માટે લોકો દિવાના બનીને તેની પાછળ પાછળ ફર્યા કરે છે એક દિવસ હુ તને પણ દેખાડીશ કે તુ તારૂ સર્વસ્વ એ ગુલબેલીના શ્રીચરણ-કમળમાં અર્પણ કરીશ ”

મે કાઇ ગભિરપણે ઉત્તર દીધો, “ ઠીક જોઈ લેવાશે ’

પછી વધારે વાતચિત થઇ નહિ નાટ્યપ્રયોગ શરૂ થયો આજુબાજુના પ્રેક્ષકો વાકી નજરે અમને જોવા લાગ્યા

પરતુ અભિનય જોવાને મને મન થતુ નહોતુ, કારણ હું વક્ર-દૃષ્ટિથી અનિમેષ નજરે બોકસ તરફ જોયા કરતો હતો મારૂ મન લોહચુબકની પેઠે કેવળ વાસન્તિની બોકસ તરફ ઝુકી પડવાને માટે ઉતાવળુ થઈ રહ્યુ હતુ કોઈ કોઈવાર મનમા એવું થતું હતુ કે એનાપર જય મેળવ વોજ હું દેખાડીશ કે મારી શક્તિ કેટલી છે

થોડીવાર પછી ખેલ પૂરો થતા પહેલા વાસન્તિ ઉઠીને ઉભી થઈ, અમે પણ ઉઠયા

નરેન્દ્રે મને કહ્યુ “આતો ચા લી ” ત્યારબાદ બોકસ તરફ જોઇને તે હસતા હસતા બોલ્યો “ જા જા તારૂ નસીબ. તારા નસીબનો સિતારો ચમકયો ! ”

વાસન્તિ ગાડીમા નહિ બેસતા પાસેની એક હૅાટલમા ગઇ થોડીવાર પછી હું જોઉછુ તો તે એક બારી આગળ ઉભી છે અને ચ બેલીના ફુલની પાખડીઓ તોડતા તોડતા જાણે મોટા વિચારમાં પડી ગઈ છે રાત્રે એકવાગે તે પોતાને ઘેર ગઇ હુ પણ એક વિકટોરીઆ ભાડે કરીને તેની ગાડીની પાછળ પાછળ ગયો અને તેનું ઘર જોઇ આવ્યો

ત્યાર પછી દરરોજ હુ તેને નાટકશાળા કે સીનેમાસા જોતો હતો તેની ચપળતા અને આનદ પહેલાના જેવાજ કાયમ હતા અને મારા મનની અવસ્થા લગામ વિનાના ઘોડા જેવી હતી

ત્યાર પછી તે એકાએક અદૃષ્ય થઈ ગઇ તેને કોઈપણ ઠેકાણે દીઠી નહિ

નરેન્દ્રને તેનું કારણ પૂછયું તેણે કહ્યુ " બિચારી બહુ માદી છે હાર્ટ ડિઝીઝ–છાતીનુ દર્દ થયું છે "

આ સાંભળતાની સાથે મારૂ મન શોકાતુર બની ગયું હું અજાણુતા બોલી–બકી ઉઠયો " વિશ્વ વિભૂ એને આરામ કરી દે ! "

આ હકીકત સાંભળ્યા પછી દરરોજ હું તેને ઘેર જતો અને નીચેથીજ તેની ખબર પૂછીને પાછો ફરતો કઇક સારૂ થયા પ્રછી તે માથેરાન ચાલી ગઇ. હું તેની

દરરોજ ખબર લેતો હતો એવું કોઇપણ રીતે તેણે જાણ્યુ નહિ કારણ મે મારો પરિચય કોઇને આપ્યો નહોતો

આ બનાવ પછી ઘણા દિવસ નીકળી ગયા કામના બોજામા આમોદ-પ્રમોદની ઉન્મત્તતામા હું વાસન્તિની વાત એક રીતે ભૂલી ગયો યૌવનની ચંચળતાથી મનુષ્ય એવા ઘણા કામ કરે છે કે જે સભાળીને પાછળથી હસવુ આવે છે ભૂલ તો બધાજ કરે છે

---

૬

દિલ તલપ્યુ'

"બુલબુલકી જિન્દગી, ગુલે ગુલજાર દેખના,
ઔર મેરી જીન્દગી તેરા દીદાર દેખના "

ઉપવનમાના પુષ્પને જોવુ એ બુલબુલની જીદગી છે અને તારા દીદારને જોવા એ મારૂ જીવન છે

ત્યાર પછીની વાત કહુ કે ?

તે મારી આખ આગળથી દૂર થઈ તેથી કેવળ મારી બહારની ઉન્મત્તતા લોપ પામી ગઈ હતી, પરતુ અચાનક તેની સાડીના સ્પર્શથી મે તેને ઓળખી કાઢી, અને તે વ્યાકુળ આગ્રહ—જે આટલા દિવસ સુધી સુષુપ્તાવસ્થામા હતો-- તે એકદમ જાગૃત થઈ ગયો.

કેવી રીતે થયો ? તે કહું છુ

એક દિવસ હુ થિએટરના કઠેરામા ઉભો હતો, એટલામા એક સુંદરી મારી પાછળ થઈને ચાલી ગઈ તેની સાડીના સ્પર્શ માત્રથી હુ તેજ વખતે ત્યાથી સ્ટૉલમા આવીને બેઠો મારી મુગ્ધ આખો વાસન્તિને શોધવા લાગી શોધતા વધારે વાર લાગી નહિ એક બોકસમા બેઠેલી તે મારા જોવામા આવી તે ઘણી બિમાર દેખાતી હતી તેની વિશ્વભૂવનને તુચ્છ કરે એવી હોઠની દીપ્તિ જાણે નિસ્તેજ થઈ પડી હતી ગરમીના દિવસો છતા જેણે શિયાળાનો પોશાક પરિધાન કર્યો હતો

હુ એવી સ્થિર દૃષ્ટિએ તેના સામુ જોતો હતો કે તેનાથી મારા સામુ જોયા વિના ચાલ્યુ જ નહિ એકલી આખે એકવાર સારી રીતે જોવાનો પ્રયત્ન કર્યા છતા જોવાયુ નહિ, ત્યારે તે ઑપેરા ગ્લાસ ચઢાવીને જોવા લાગી પરતુ તે મને ઓળખી શકી છે એવુ મારા મનને લાગ્યુ નહિ તો પણ ચ્હેરાના ભાવ ઉપરથી એક વસ્તુ એવી પ્રકાશમા આવી કે જે ઉપરથી મારા મનમા એમ આવ્યુ કે તે આવી અનિમેષ નજરે જોવામા જ ખુશી છે, અને મારે અને તેને ઓળખાણ છે તે બદલ હુ મારા મનમાં ગૌરવ પામુ છુ.

હું તેની પાસે ગયો નહિ, પણ તેની સાથે વાતચિત કરવાનો સુયોગ ખોળવા લાગ્યો

મે અચાનક તેના સામુ જોયુ તો વાસન્તિ વળી એક સ્ત્રીની સામુ જોતી હતી, અને તે પણ તેની સામુ જોઇ રહી હતી મે ધ્યાનથી જોયુ તો તે પણ મારી ઓળખાણુમા જ હતી તેની વય લગભગ ચાળીસેક વર્ષની હશે વિધવા થયા પછી તે ગૃહ તજીને અવળે માર્ગે ચઢી હતી તેનો પ્રણયી પણ થોડા દિવસ પછી તેનો ત્યાગ કરીને ચાલ્યો ગયો હતો કોઇપણ રીતે તે પોતાનુ જીવન વ્યતિત કરે છે તેનું સાસારિક નામ શુ છે તે હુ જાણતો નથી પણ એ મને ચદ્રભાગાના નામથી પરિચિત છે

એની સાથે જ્યારે વાસન્તિનો ઘાડો સબધ છે ત્યારે એનાથી કાર્ય સધાય એમ છે એવો વિચાર કરીને હું ચદ્ર ભાગાની પાસે જઇને બેઠો.

ચદ્રભાગાએ પૂછયું “ઘણે દિવસે દેખાયા, કેમ છો ?”

“ઠીક છે, તમે એકી નજરે કોને જોઇ રહ્યા હતા ?”

“વાસન્તિને”

“તેની સાથે તમારે ઓળખાણુ છે ?”

“હા, તે મારી પાડોશમાં જ રહે છે બારીમા ઉભા રહીએ તો બન્ને જણુના ઘરમાથી જોવાય અને વાતૂ પણ થાય તમારી સાથે વાસન્તિનો પરિચય નહિ હોય.”

" ના— તો પણ પરિચય કરવાની ઇચ્છા છે "

" અહિયા બોલાવી લાવું ? "

" ના ના, તેને ઘેર જઈએ તો નહિ બને ? "

" ના "

" કેમ ? "

" માધવદાસ શેઠ એવુ પસદ કરતા નથી " એટલુ કહીને ચદ્રભાગાએ સર માધવદાસની સાથે વાસન્તિના સબધનો સઘળો ઇતિહાસ કહી સભળાવ્યો અને તે બોલી " શેઠ હમણા આવી તેને લઈ જશે "

" તમને કોણ લઇ જશે ? "

" હુ તો એકલીજ જઇશ "

" હું તમારી સાથે આવુ તો કેમ ? "

" પણ તમારી સાથે એક મિત્ર છે તેનું કેમ ? "

" તેમા શુ ? એ પણ સાથે આવશે ઘણો લાયક છે "

" ઠીક ત્યારે આવજો "

આટલી વાતચિત થયા પછી હું તેની પાસેથી ઉઠ્યો. થોડી વાર પછી સર માધવદાસ આવીને તેની પાછળ બેઠા મે નરેન્દ્રને સઘળી વાત કહી. તે મારી સાથે આવવાને કબુલ થયો

ખેલ પૂરો થતા પહેલા વાસન્તિ ચાલી ગઇ

અમે બન્ને જણા ચદ્રભાગાની સાથે તેને ઘેર ગયા.

મારા મનમાં એમ થવા લાગ્યુ કે હુ ધીરે ધીરે વાસન્તિની સાન્નિધ્ય થતો જાઉં છુ મે વાસન્તિની વાત કરવા માડી

"શેઠ હજી વાસન્તિની પાસે જ બેઠા હશે ?"

ચન્દ્રભાગાએ કહ્યુ "ના તે હમણા એકલી જ છે

"કેમ ત્યારે શેઠ ક્યા જતા રહ્યા ?'

"તે એને ઘેર પહોચતી કરીને જતા રહ્યા વધારે વખત તે બેસતા નથી સાજના અમે બન્ને જણા સાથે ફરવા જઇએ છીએ જે દિવસ મારાથી જવાતુ નથી તે દિવસ વાસન્તિ એકલી ફરવા જાય છે અને પછી મને બોલાવે છે રાતના બે વાગ્યા સુધી તેનાથી ઉઘાતુ નથી"

"કેમ ?"

"એની છાતીના દરદ થાય છે, અને દરરોજ તાવ આવે છે"

"ત્યારે હમણા એ કોઈની સાથે નહિ હોય ?"

"ના"

"કારણ ?'

'કારણ એવુ તેવુ માગ જોવાના કાઈ આવતું નથી તો પણ શેઠના ભત્રીજો દરરોજ આવે છે તે જાતજાતની વસ્તુઓ, અલકારો અને પૈસાની રેલ-છેલ કરી મૂકે છે એ છતા વાસન્તિ તેને પસદ કરતી નથી પણ વાસન્તિ ઘણી મૂર્ખાઈ કરે છે હુ તેને ઘણીવાર કહુ છુ કે તું આવા શ્રીમન્ત

માણસને છોડીશ નહિ પરતુ વાસન્તિ કહે છે કે એ ઘણો અનાડી છે હુ કહુ છુ કે શેઠ ઘરડા થયા છે તે ક્યા સૂધી જીવશે ? માટે એને હાથમા લઈ લેજે પણ એ આપણુ સાભળે ત્યારે ને ? કહેછે કે હજુ બહુ વાર છે તેની આવી ગાડાઇ મને તો પસદ નથી ઘરડા શેઠને જોઈને મને તો હસવુ આવે છે તે કહે છે કે વાસન્તિ તો મારી છોકરી છે નાના બાળકની પેઠે શેઠ એને લાડ લડાવે છે, અને તેની પાછળ પાછળ ફર્યા કરે છે બિચારીને સ્હેજ પણ વ્હીલી મૂકતા નથી કોઈ કોઈ વાર રસ્તામા ઉભા રહીને તપાસ કરે છે કે વાસન્તિને ત્યા કોણ જાય આવે છે ?"

નરેન્દ્ર સિતારના તાર ઠીક કરતા બોલ્યો ' આ બધી વાત મારા જાણવામા નહોતી આજ કારણથી તે હમેશા ઉદાશ દેખાય છે પહેલા તો તે રભાના જેવી દેખાતી હતી "

સિતારના તારનો ત્રીસ ત્રીસ અવાજ થયો બહારથી કોઈ બુમ પાડતુ હોય એમ સભળાયુ "ચદ્રભાગા ? ઓ ચદ્રભાગા ? '

ચદ્રભાગા બોલી વાસન્તિ મને બોલાવે છે હવે મારે જવુ જ જોઇએ તમે હવે વિદાય થાઓ "

નરેન્દ્ર બોલ્યો અરે વાહ ? એમતે કાઇ બને ? તારી પ્રીતિ આવી જ કે !"

મે પણ ઉમેર્યુ ' હવે અમે ક્યા જઈશુ ?"

"ના —ના, તમારે જવુજ જોઇએ કારણ મારે વાસન્તિની ખાંમે ગયા વિના છુટકો નથી "

'તારા આવતા સૂધી અમે અહીં બેસીશુ પછી કાંઈ ?"

'ના—ના તેમ નહી થાય મને આવતા વાર લાગશે "

હુ નિર્લજ્જ થઇને બોલ્યો "ત્યારે અમે પણ તારી સાથે આવીશુ "

નરેન્દ્રે કહ્યુ 'વાસન્તિ મને ઓળખે છે એટલે ફીકર શુ છે ?"

ફરી વાસન્તિની બૂમ સભળાઇ

ચંદ્રભાગા બારી આગળ આવીને ઉભી રહી એટલે વાસન્તિ બોલી 'હુ તને ક્યારની બોલાવુ છુ છતા જવાબ કેમ દેતી નથી ?" ગળાના સ્વર ઉપરથી તે ગુસ્સે થઇ હોય એમ સારી રીતે સમજાયુ

ચંદ્રભાગાએ કહ્યુ "કેમ બોલાવે છે ? શુ કામ છે ?"

"તુ અહીંયા આવ બહુ જરૂરનુ કામ છે

શેઠનો ભત્રીજો મને પજવે છે વ્હેલી વ્હેલી આવ આટલી બધી વાર કેમ લાગે છે ?"

'મારા ઘરમા બે માણસો બેઠા છે "

"એમને કહેને કે તમે જાઓ, મારે બહાર જવુ છે "

"હુ કહુ છુ પણ તે સાભળતાજ નથી "

"ત્યારે તેમને એકલા મૂકીને ચાલી આવ."

'હા, ત્યારે તેમજ કરૂ પણ માગ ઘરમા બધુ અસ્તોવ્યસ્ત પડી રહ્યુ છે "

"પણ તેઓ જતા કેમ નથી ? "

તેઓ કહે છે કે તારી સાથે એમને મળવુ છે "

"તેઓ કોણ છે ? "

' એક છે નરેન્દ્ર અને બીજાને તો હુ ઓળખતી નથી "

'ઠીક તેમને લઇને આવ શેઠના ભત્રીજા સિવાય બીજા બધાને હુ સહન કરીશ "

બાદ અમે વાસન્તિને ઘેર ગયા મારી છાતી ધડકવા લાગી મનમા થવા લાગ્યુ કે આજે જીવનમા એક મોટામા મોટો બનાવ બનશે નાટકશાળામા જે દિવસે પ્રથમ મેળાપ થયો તેના કરતા આજે હુ પોતાને વધારે વિપન્ન સમજવા લાગ્યો તેના દરવાજા આગળ પહોચતા જ મારૂ માથુ ફરવા લાગ્યુ

મકાનમા પેસતા જ જોવામા આવ્યુ કે એક યુવક સગેમરમરના ટેબલને અઢેલીને ઉભો છે વાસન્તિ સિતાર વગાડે છે પણ ઘડીમા આ ગત અને ઘડીમા આ ગત, પરતુ પૂરૂ ગાયન એક પણ વગાડતી નથી આ ઉપરથી વાસન્તિ આ યુવકનુ સાન્નિધ્ય ચ્હાતી નથી એમ સ્પષ્ટ રીતે સમજાતુ હતું

અમને જોઇને તે બોલી "આવો પધારો".

---

૭

પ્રથમ પરિચય

" મેરે દિલકી તપીશકો ગૌર કરો
મેરે વાસ્તે ફિક્ર ન ઔર કરો
કોઇ પ્યારીસે મિલનેકા તૌર કરો '
મેરે દર્દકી ઔર દવા હી નહીં ' "

વાસન્તિ બોલી " અહો નરેન્દ્રભાઈ કે ? નાટકમા જોવામા આવ્યા હતા કેમ મને મળવા ન આવ્યા ? "

" તમે વિરક્ત થશો એમ સમજીને હુ આવ્યો નહિ "

" મિત્રના સહવાસથી હુ કયારે વિરક્ત થઈ છુ કહો ?"

મિત્ર એ શબ્દ એણે એવી રીતે ઉચ્ચાર્યો કે તે ઉપરથી સ્પષ્ટ સમજાયુ કે નરેન્દ્ર વાસન્તિના મિત્ર સિવાય બીજુ કાઇ નથી

ચદ્રભાગા બોલીઃ " અને આમને તુ ઓળખે છે કે ? '

વાસન્તિ ઉદાસ સ્વરે બોલી " ના "

મે કહ્યુ " પણ એક દિવસ આપણો પરિચય થયો હતો "

તે ભુવનમોહિનીના વિસ્તૃત નયન અધિક વિસ્ફારિત થઈ ગયા તે પોતાના મનમા વિચારવા લાગી કે મારી

સાથે તેનો પ્રથમ પરિચય ક્યારે થયો હતો? પરંતુ વિચાર વૃથા ગયો તેને કંઇપણ યાદ આવ્યુ નહિ

"તમને યાદ આવતું નથી એમ મને સમજાય છે, પણ તે દિવસે થિએટરમા જે અસભ્યતા બતાવી હતી"

"હા હા, હવે યાદ આવ્યુ તમે કેમ? મેજ મારે અસભ્યતા દેખાડી હતી મને માફ કરજો" એટલુ કહીને તેણે મારી તરફ હાથ લબાવ્યો મે તેનો હાથ એકવાર દાબીને છોડી દીધો

વાસન્તિ બોલવા લાગી "જુઓ, મને એવી ખરાબ ટેવ છે કે પ્રથમ પરિચયની સાથેજ હુ આવો વર્તાવ કરૂ છુ ડૉક્ટરો કહે છે કે જ્ઞાનતંતુની દુર્બળતાનું આ કારણ છે, પણ હુ ધારતી નથી કે તમે એ માનશો."

"પરંતુ તમને તો એમ લાગતુ હશે કે તમે બહુ તદુરસ્ત છો?"

"ના, હું ઘણી બિમાર છુ"

'એ હુ જાણુ છુ"

"તમે કેવી રીતે જાણ્યુ?"

'હુ દરરોજ આવીને તમારી ખબર લઇ જતો હતો"

"ત્યારે તમારી વાતતો મને કોઇએ કહીજ નહિ!"

"કહેવાનુ પ્રયોજન નહોતુ"

"તમે ઘણા સુજ્ઞ છો." એટલુ કહીને તે શેઠના

ભત્રિજા સામું જોઇને બોલી "કેમ કુંજવિહારીલાલ, તમે તો કોઇ દિવસ આવી સુજ્ઞતા દેખાડી નહિને ?" આટલુ બોલી તેણે મારી તરફ એવા ભાવથી જોયું કે જે દૃષ્ટિવડે નારી, પુરૂષને પોતાના ભાવનુ એકદમ ઓળખાણ આપી શકે

કુંજવિહારી સકુચિત ભાવથી બોલ્યો "તમારે અને મારે કેવળ બે માસનોજ પરિચય છે "

વાસન્તિ વિરૂપ સ્વરે બોલી "પણ આમની સાથે તો માત્ર પાચ મિનિટનોજ પરિચય હતો "

હાય નારી ! તું જેને ચ્હાતી નથી તેનાપર આવુ નિર્દયપણુ તને ઘટતું નથી

કુંજવિહારીનું મ્હોડુ ામથી લાલ બની ગયું તે દાતથી હોઠ દાબીને ઉભો હતો તે બિચારાના માટે મારા મનમા ઘણુ દુ ખ થયું અમારા જેવા સઘળા અપરિચિત માણસોની સન્મુખ પોતાના આવા અપમાનથી કુંજવિહારીનું મન અત્યત વ્યથિત થઈ ગયું

વાત ફેરવી નાખવાને માટે સિતાર વગાડવાનો આરભ કર્યો, પરતુ તે હસીને બોલી "હુ કેવુ વગાડુ છુ તે મારા મિત્ર નરેન્દ્ર સારી પેઠે જાણે છે પરતુ કુંજવિહારીને તો તે બહુ મધુર લાગશે." પાછાં તેજ વાક્યબાણ

ત્યાર પછી તે ચંદ્રભાગાને ઉદ્દેશીને બોલી "તારી સાથે જરૂરની એક વાત કરવી છે માટે સાભળ્યા વિના જતી નહિ "

મે કહ્યુ "અમે—અમે-ના-ના, અમે નહિ પણ હુ હાજર રહેવાથી તમને કાંઈ અડચણ થતી હોય તો—"

વાસન્તિ વચ્ચેજ બોલી ઉઠી "ના ના, તમે બેસો તમારે માટે મને કોઈપણ જાતની અડચણ નથી "

કુંજવિહારીએ ગજવામાથી એક કીંમતી ઘડીયાળ બહાર કાઢીને વખત જોયો ત્યાર પછી તે બોલ્યાં હુ જાઉ છુ "

વાસન્તિ બોલી ઠીક "

કુંજવિહારીના ગયા પછી વાસન્તિ જાણે શાંતિનો એક નિશ્વાસ મૂકીને બોલી 'ઓહ. આ માણસ મને કેવુ દુ:ખ દેછે ?"

ચંદ્રભાગા બોલી ' વાસન્તિ ! તુ એની સાથે ઘણી ખરાબ રીતે વર્તે છે તે બિચારો તારે માટે કેટલા બધા પૈસા બગાડે છે ? જો આજપણ એક સોનાની ઘડીઆળ તે મૂકી ગયો છે " એટલુ કહીને ઘડીઆળ હાથમા લઈ તે બોલી "ઘડીઆળની કીમત ઓછામા ઓછી એક હજાર રૂપિયા હશે " તેની આખ-મોઢા ઉપર એક જાતનો દુર્દ-મનીય લોભ પ્રકટી નીકળ્યો હતો.

વાસન્તિ ગભીરપણે બોલી ' જો ચદ્રભાગા જ્યારે હુ તેના દાન અને વ્યવહારની કીમત આકી જોઉ છુ ત્યારે મારા મનમા એમ થાય છે કે હુ કેટલા વધારે દામથી તેને મારો સગદાન કરૂ ! ”

ચદ્રભાગા આગ્રહથી બોલી તે તને ચ્હાય છે ”

ઉદાસ સ્વરે વાસન્તિએ જવાબ દીધો ' દુનિઆમા અમને કોણ ચ્હાતુ નથી ? જો સઘળાનો પ્રણય-નિવેદન અમે સાભળીએ તો અમને ખાવાનો પણ વખત મળે નહિ ” એટલુ કહીને તે ઉઠી અને આસતેસ આટા મારવા લાગી

જેમજેમ હુ તેને જોતો હતો તેમ તેમ મોહથી મારૂ મન અભિભૂત થતુ ગયુ તેની આ રિક્તતા જાણે તેના સૌદર્યને વધારે સુદર કરી મુક્તી હતી ગભિર વિચારમા હુ ડુબી ગયો શો વિચાર કરતો હતો તે કહેવુ હમણા અ-સાધ્ય છે વાસન્તિના આવી રીતના જીવન નિર્વાહમા મને ઘણા દોષ જણાયા પરતુ તેના અનુપમ સૌદર્યથી મારૂ મન શ્રદ્ધાથી ભરપૂર થઇ ગયુ તેની અદર એક જાતનુ સ્વતત્ર બળ છે—જેના વડે, તે રૂપવાન ગુણવાન શ્રીમત માણસો જે તેના પગ આગળ પોતાનુ સર્વસ્વ અર્પણ કરવાને તૈયાર છે તેને માટે પણ તે પોતાનો વિક્રય કર-વાને ચ્હાતી નથી તેના ચિત્તના આ સૌદર્યે મને મુગ્ધ બનાવી દીધો.

હુસ્નકી દૌલતકે આગે માલો દૌલત કુછ નહિં,
પયસેકે આશીક હે જો ઉનકો શરાફત કુછ નહિ "

એની અંદર એક જાતની મોહની છે હજુ પણ પાપ-પથની તે અલ્પ દિવસની યાત્રી છે તેના દૃઢ પદવિક્ષેપ કોમળદેહલતા અને મોટી મોટી આંખો જોતાજ જણાતુ હતું કે તેની અંદર અદમ્ય, સ્પૃહા છે-જે સ્પૃહાને દમન નહિં કરવાથી એઓ પાપના નિશામા મત્ત થઇ જાય છે તેની આંખની અંદર એક વસ્તુ એવી હતી કે જે મળવાથી સ્વર્ગનું સુખ પણ તુચ્છ હતુ

પરંતુ એવા કેટલા પ્રણયો મેળવી શકે છે? અને કેટલા જણને તે આપે છે?

વળી એની અંદર એક જાતનું કુમારીત્વ રહ્યુ છે, જે કુમારીત્વ એકદમ મોહમા પડીને દબાઈ ગયું છે કદાચ એમ પણ બની શકે કે એક પ્રકારનો બીજો મોહ તેને તેનું કુમારીત્વ પાછુ લાવી આપે હજુ પણ તેના અંદર સ્વાધિન ગર્વ વિદ્યમાન છે

મારા અંતરની વાત હુ ધારૂ છુ કે મારી આંખ અને મોઢાપર પ્રકટી નીકળી હતી. વાસન્તિએ ફરી પૂછયુ "ત્યારે તમે મારી માંદગીની વખતે રોજ ખબર લેવા આવતા હતા! અહો, કેવી રીતે તમને મારા હૃદયની હુ કૃતજ્ઞતા જણાવું?"

હુ સમય વિચારીને એકાએક બોલ્યો. "મને જો

કોઈ કોઇ વખત તમારી પાસે આવવાની અનુમતી આપશો તો તમારી બરાબર કૃતજ્ઞતા દેખાડી કહેવાશે ”

‘ ઠીક, સાજે પાચથી આઠ સૂધી અને રાત્રે અગી આરથી બાર સૂધી જ્યારે ખુશીમા આવે ત્યારે આવજો ”

એટલુ કહીને તેણે પિઆનાપર બેસી એક ગત વગાડવાનો આરભ કર્યો, પરતુ કોઈપણ રીને તે સપૂર્ણ ગત બજાવી શકી નહિ એટલે તે અમારા તરફ ફરીને બોલી “ આ ગત મારાથી કોઈપણ રીતે વગાડી શકાતી નથી પરતુ અજાયબીની વાત તો એ છે કે કુજવિહારી એ ગત બહુ સારી રીતે વગાડી શકે છે જ્યારે આ વાતનો હુ વિચાર કરૂ છુ ત્યારે મને તેનાપર બહુ ગુસ્સો ચઢે છે ” એટલું કહીને તે દાતથી ઓઠ દાબીને મેજ ઉપર પગ ઠોકવા લાગી

ચદ્રભાગા વિનવતા બોલી “ જો તુ એમ ગુસ્સે ન થા નહિ તો હમણાજ લોહી પડશે ”

તે જેમનેમ પોતાને શાત કરીને થોડીવાર મૌન બેઠી ત્યાર પછી તેણે એક કુત્સીત ગાયન ગાયુ અને તે ગાયન વગાડયુ નરેન્દ્રને પણ ત ગાયન યાદ હતું તેણે પણ તેની સાથે આલાપ લગાવ્યો

મે તેમને આ ગાયન ગાતા અટકાવ્યા એટલે તે હસીને બોલી “ અરે તમે તો ઘણા પુણ્યાત્મા જણાવ છો ” એટલુ કહીને તેણે મારી તરફ હાથ લબાવ્યો મે ફરી તેનો હાથ દાબીને છોડી દીધો

મે કહ્યુ " મારે માટે નહિ પણ તમારા ઉપકારને માટે "

તેણે આ ઉપરથી એવો કટાક્ષ કર્યો કે જેનો અર્થ "ઓહ પુણ્યની સાથે ઘણા દિવસ થયા દેવુ લ્હેણુ ચૂકવી દીધુ છે –" આ મુજબનો સમજતો હતો

આ વખતે ચદ્રભાગા ટેબલ ઉપરથી એક ચિનાઈ માટીનું પુતળુ ઉચકી લાવીને બોલી " કેવુ સુદર પુતળુ છે ? "

વાસન્તિ બોલી " તારે જોઇએ છે ? "

તે પોતાની ઈચ્છા ગુપ્ત રાખવાનો પ્રયત્ન કરતા બોલી ' ના–ના' તારી વસ્તુ મારે શુ કામ લેવી જોઇએ? "

' અરે, લે–લે મે તો એ પુતળાને ઈલા દાસીને આપી દેવાનો વિચાર કર્યો હતો "

ચદ્રભાગાનુ મ્હોડુ લોભના ગૌરવથી ઉજવળ થઇ ગયું દાનનું તાસીલ્ય તેને સ્હેજપણુ નિરતેજ કરી શકયુ નહિ

વાસન્તિના દિવાનખાનામા બે મોટી છબીઓ લટકાવેલી હતી મારી દૃષ્ટિ એ તરફ પડતા મે ચદ્રભાગાને ધીરે રહીને પૂછયુ " આ કોણ છે ? "

ચદ્રભાગાએ મને છજામા આવવાનો ઈસારો કર્યો છજાના કઠેરામા ગયા પછી તે બોલી " એ છબી શેઠ હરિકૃષ્ણદાસની છે એ શેઠજ વાસન્તિને અજવાળામા આણી

આણી હતી અને આ બીજી છબી શેઠ ગોવર્ધનદાસની છે અરેરે ! ગોવર્ધનદાસ શેઠ એને એટલા બધા વ્હાલા હતાકે કહેવાની વાતજ નહિ પરતુ વાસન્તિએ તેમને પણ જુનું નાળિયેર પકડાવી દીધુ હતું ”

“ કેમ ! ”

“ ગોવર્ધનદાસ શેઠ એને માટે બધુ ઉડાવીને રસ્તાના ભિખારી થવા બેઠા હતા ખરેખર, તે એને બહુ વ્હાલા હતા જ્યારે વાસન્તિએ તેમને હાકી મૂકયા ત્યારે તેમણે બહુ કાલાવાલા કર્યા, અને તે પુષ્કળ રડયા, પરતુ વાસન્તિ એકની બે થઈ નહિ, અને જાણે કાઈ બન્યું નથી એમ શેઠના દેખતા નાટક જોવા નીકળી પડી ”

અમે દિવાનખાનામા પેઠાં જોયું તો વાસન્તિ પિઆનાને અઢેલીને ઉભી છે અને નરેન્દ્ર તેનો હાથ પકડીને કઈ કહે છે

અમને જોઇને નરેન્દ્રે શરમાઇને વાસન્તિનો હાથ છોડી દીધો, પરતુ વાસન્તિના છેલ્લા શબ્દો મારે કાને પડયા હતા—“ આજે બે વર્ષ થયાં તમારે અને મારે પરિચય છે, તે છતા નરેન્દ્ર, તમે હજી સુધી મને ઓળખતા નથી ? હુ જેને આપુ છુ તેને પ્રથમથીજ આપુ છુ અને જેને નથી આપતી તેને હુ આખા જન્મમા પણ આપતી નથી ”

ત્યાર પછી ગાવા બજાવવાનું શરૂ થયુ સાથે ગ્લાસ પણ ચાલ્યા, સાકી એક પછી એક ખાલી થતા જામ ભરવા લાગી સાકીના હાથમા ભરેલા જામનો રગ બન્નેની આખોએ વળગ્યો નરેન્દ્રે ખુબ ખેચ્યો- ન્હાનપણુથી તે ધણીને ખીલેથી ગયો હતો હુ તેમની સાથે કોઈપણ રીતે યોગ આપી શકયો નહિ વાસન્તિ કપતે હાથે શરાબથી ભરેલો જામ પકડી ઈલાદાસીના મુખ તરફ જોઈ બોલી ?

"તાજા દરાાગ કરતી હય ખુશ્બુ શરાબકી,
રગત બદનમે લાતી હય યે મય ગુલાબકી
જીસ્કો શરાબ ખારીમે હમ્સે કલામ હય,
દુશ્મન હય ઉસ્કો અપને તરફ્સે સલામ હય"

વાસન્તિને જોઇને મ રા મનમા એમ થવા લાગ્યું કે આ આવા આમોદ-પ્રમોદમા મત્ત થાયછે તેનુ કારણ બીજુ કાઈ નહિ પરતુ એજછેકે આવીરીતે તે પોતાની સ્મૃતિને ભૂસી નાખવા ઈચ્છે છે, દરેક ગ્લાસની સાથે સાથે તેના મ્હોઢા પર લોહી એકઠુ થવા લાગ્યુ ખાસી પણ વધવા લાગી તે વારવાર પોતાની છાતી દબાવવા લાગી

તેને આવી રીતે પોતાનુ જીવન નષ્ટ કરતી જોઇને મારૂ અ તર વ્યથાતુર બની ગયુ હુ એક દુર્ઘટનાની શ કા કરવા લાગ્યો.

ખરેખર, દુર્ઘટના બની જ, તે ખાશી ખાતા ખાતા સૉફા ઉપર ઢળી પડી તેનું આખુ શરિર કપવા લાગ્યુ મ્હોઢે રૂમાલ દઇને ખાસી અટકાવવા લાગી, પરતુ લોહીથી રૂમાલ પલળી ગયો તે એકદમ ઉઠીને સુવાના ઓરડાગા ચાલી ગઇ.

નરેન્દ્ર બોલી ઉઠ્યો. "આ શુ થયુ ?"

ચદ્રભાગાએ કહ્યુ "આવી રીતે વધારે હસવાથી એને આવું દરરોજ થાય છે એને હવે છેડશો નહિ "

પરતુ ચદ્રભાગાનો ઉપદેશ મને ઠીક લાગ્યો નહિ હુ વ્યાકુળ બની ગયો હતો તેની ના છતા હુ તો વાસન્તિના સુવાના ઓરડામા ગયો

૮

પ્રણય-વિહાર

"હસરતેં દિલમે ભરી હૅય મેરે અય સીમબદન,
નિકલેં યે જબકે ગુરાઝી રહે ઔર ખન્દાદહન,
તુઝકો ચુપ દેખતે હોતા હય મુઝે રજોમહન,
જિસ્મે તૂ ખુશ હો કરૂ મયઁ વહી અય શીરીંસુખન "

સુવાના ઓરડામા એક મિણબત્તિ મદમદ બળતી હતી છાતી પરનું લુગડુ ખુલ્લુ મૂકીને એક હાથે છાતી દાબીને વાસન્તિ સૉફાપર પડી હતી તેનો

એક હાથ સોફા ઉપર ઝુલતો હતો ટેબલ ઉપર એક ચાંદીના પ્યાલામાં પાણી હતું પણ તે લોહીથી લાલ બની ગયું હતું

તે હાંફતી હતી અને વચ્ચે દીર્ઘ નિશ્વાસ મૂકવાથી તેને જાણે આરામ થતો હતો

હું ધીરે ધીરે જઇને તેની પાસે બેઠો, અને ઝૂકી પડેલો તેનો હાથ મારા હાથમાં લઇને ચાંપતો બેઠો તે નિર્જીવ જડ પદાર્થની પેઠે ચુપ થઇને પડી હતી

મને જોઇને તે ક્ષીણહાસ્યથી બોલી "તમે આવ્યા છો કે ?" મારૂં મુખ જોઇને તે મારી મનોવ્યથા સમજી હોય એમ તે બોલી "શું તમારૂં શરીર પણ સારૂં નથી ?"

હું માથું હલાવીને બોલ્યો "ના મારૂં શરીર સારૂં છે તમારૂં દર્દ ઓછું થયું ?"

વારવાર ખાંસી થતી હોવાથી તેની આંખના ખુણા પાણીથી ભરાઇ ગયા હતા, રૂમાલથી આંખ લુછતી બોલી "એ સહન કરવાનો મને અભ્યાસ પડી ગયો છે"

હું વ્યથિતપણે બોલ્યો "તમે પોતાનું ખુન કરવા બેઠા છો જો હું તમારો ભાઇ કે નિકટનો કોઇ સંબંધી હોત તો હું તમને આવી રીતે મૃત્યુના મુખમાં કદાપી જવા દેત નહિ" મારી વાત આવેગથી કંપી ઉઠી

તે વિરક્ત વદને થઇને બોલી "તમારે એને માટે ગભરાવાનું કાંઇ કારણ નથી કોણ મારી ખબર લે ! તમે જુવો છો તો ખરા !"

ત્યાર પછી તે ઉઠીને બત્તી દૂર ખસેડીને આયનાની સામે ઉભી રહી અને ચોળીના બટન ઘાલતા ઘાલતા બોલી "મારો ચ્હેરો કેટલો બધો રોગિષ્ટ જણાય છે ! ચાલો હવે બહાર ચાલો, પેલા લોકો આપણી વાટ જોતા હશે !"

મે કઇપણ ઉત્તર દીધો નહિ અને ચૂપ બેસી રહ્યો તે મારા અતરની વાત સમજી ગઇ એટલે તેણે મમતાથી મારો હાથ પકડીને સ્નેહસૂચક સ્વરે કહ્યુ ' ચાલો "

મે તેનો હાથ ચાપીને ઓઠે સ્પર્શ કર્યો તે વખતે આસુનું એક ટીપુ ટપ દઇને તેના હાથપર પડયુ

તે વિસ્મિત્ થઇને બોલી "તમે હજુ છોકરવાદ જેવા જણાવ છો શા માટે રડો છો ?"

"હુ જે જોઉ છુ તેથી મારા આખના આસુ અટકાવી શકતો નથી" તે વખતે મારૂ હૃદય વ્યથાતુર થઇને રડવા લાગ્યું

વ્યથિત્ થયેલા કોમળ કઠે તે બોલી "તમારૂ મન બહુ કોમળ છે હુ શુ કરૂ કહો ? અને ઉઘ આવતી નથી, તો હું શી રીતે વખત વિતાડુ ! વળી મારા જેવી સ્રી આવા આમોદ શિવાય કયી રીતે પોતાનો સમય વ્યતિત

કરે ? ડૉક્ટરો કહે છે કે છાતીમાંથી લોહી પડે છે હુ પણ એમજ માનુ છુ એ શિવાય મારાથી વધારે શુ થઇ શકે એમ છે ?"

મારા હૃદયનો રૂન્ધ આવેશ મારાથી દમન થઇ શક્યો નહિ હુ આવેગથી કપતા સ્વરે બોલ્યો "મારા પોતાના પ્રાણ કરતા હું તમને વધારે ચ્હાઉ છુ જે દિવસ મે પ્રથમ તમને જોયા તે દિવસથી હુ તમને ચ્હાતા શિખ્યો છુ પરતુ તમે કેવો અન્યાય કરો છો તે તમારા સમજવામા આવતો નથી હુ તમને વિનતિ કરૂ છુ કે એકવાર તમે પોતાના તરફ જુઓ આવી રીતે આત્મહત્યા કરો નહિ."

અત્યત દુ ખી પણ શાત સ્વરે તે બોલી "જો મને મારા તરફ જોવાનું હોત તો મારાથી એક કલાક પણ બચાત નહિ એક જાતની નિશાથી હું બચી રહી છુ, વળી એ શિવાય મારા દેહનું પ્રયોજન પણ શુ ? લોકોના વિલાસને માટેજને ? શરિરનુ આરોગ્ય બગડવાથી અમારી શી દશા થાય છે તે હું સારી પેઠે જાણુ છુ એકવાર હુ બે માસ સૂધી માદગિને બિછાને પડી હતી. બે ત્રણ અઠવાડિયા સૂધી લોકોએ ખબર લીધી ત્યાર પછી કોઇએ ફરકીને પણ ન જોયું ?"

"બેવફા દુનિયામેં કિસ કિસકા ભરોસા કીજે,
દોસ્ત દુશ્મન બનકે ઈજા દે તો ફિર ક્યા કીજે;

જો શિના અપના અપના ચીરકે નિકાલે મોતિ,
ઉસીકો જમ ઉસકી પરવાહ નહિ હોતી ”

વિનિત્ ભાવે હુ બોલ્યો “ વાસન્તિ હુ તમને મારા જીવ કરતા પણ વધારે પ્રેમથી ચ્હાઇશ તમે સારા થાવ મારા થશો એટલે તમારૂ રૂપયૌવન ફરી આવશે, એટલે તમારી ઇચ્છા આવી રીતે જીવન ગુજારવાની હોય તો તેમ ગુજારજો પરતુ થોડા દિવસને માટે વાસન્તિ તમે વિશ્રામ લ્યો ”

વાસન્તિ બોલી “ શરાબની નિશામા આજ તમે આવુ કહો છો પરતુ તે નિશો ઉતરી ગયા પછી તમે પાછુ ઉલટુ કહેશો ”

મે કહ્યુ “ ના, શરાબને તો હુ અડકયો પણ નથી, તમે મને હજુ બરાબર ઓળખતા નથી ભૂલી ગયા ! તમારી માદગિની વખતે હુ શી આશાથી તમારી રોજ ખબર લેવા આવતો હતો ? ”

“ ત્યારે ઉપર આવીને કેમ ખબર ન લીધી ? ”

“ હુ અપરિચિત હતો તેથી ”

“ મારા જેવી સ્ત્રીને વળી પુરૂષની સાથે પરિચય શુ અને અપરિચય શુ ?” બોલતા બોલતા તેની આખનો કટાક્ષ મારા મર્મસ્થાનમા પેશી ગયો

પ્રશાત ચિત્તે હુ બોલ્યો “ તમારા જેવી પ્રત્યેક નારી સન્માનને પાત્ર છે હુ મારી પેઠે માનુ છુ અને વિશ્વાસ રાખુ છુ કે સઘળાના દેહમા ઇશ્વિર વાસ કરે છે ”

તે કુંઠિત કંઠે બોલી "ત્યારે શુ તમે મારી સુશ્રૂષા કરવા ચ્હાવ છો ?"

મે કહ્યુ "હા"

"રાત દિવસ ?"

"જ્યા સૂધી તમને ઠીક લાગે ત્યા સૂધી"

"કેમ ?"

"સમવેદના અને પ્રીતિને ખાતર"

"ત્યારે એમ ચોકખુ કહોને કે તમે મારા પ્રેમમા પડ્યા છો ?"

"હા, તેમ બની શકે— જો કોઇ દિવસ બોલવાનો વખત આવશે તે દિવસ બોલીશ વાસન્તિ, આજે એ વાત નહિ"

"કદાચ તે દિવસ તમારો ન આવે તો ?"

"કેમ ?"

"કેમ શુ ? કદાચ હુ તમને ગ્રહણ ન કરૂ ! અને તમે તેથી ગુસ્સે થાવ અથવા તમારી ખાંધ ઉપર એવી એક સ્ત્રીનો બોજો આવી પડે કે જે હમેશની રોગી, દુ ખી અને જેની છાતીમાથી લોહી પડે તથા જેને માટે વર્ષ દિવસે એક લાખ રૂપીઆનો ખર્ચ કરવો પડે તો તે તમારે માટે અસાધ્ય જ થઇ પડે એનું પ્રમાણ જોઇતુ હોય તો મારા યુવક પ્રેમીકોની દુર્દશા જુઓ"

હુ શાત થઇને તેની વાત સાભળવા લાગ્યો. તેના જીવનની આવી નગ્ન છબી— આવી આત્મવિવૃતિથી હુ મુગ્ધ બની ગયો આ જીવનથી મુક્તિ મેળવવાને માટે આજે તેણે આવો શારિરિક અત્યાચાર આરભ્યો છે

તે થોડીવાર ચૂપ રહીને અખોડામા ગુલાબનુ ફુલ લગાવતા બોલી હુ કેવુ ગાડુ–ઘેલુ બકી ગઇ ? ચાલો હવે આપણે જઇએ નહિ તો તે લોકો આપણા માટે કોણ જાણે શુ ધારશે ? ”

“ તમારી ઇચ્છા હોય તો જાઓ, હુ તો નહિ આવું તમારો અસ્વાભાવિક આમોદ જોવાથી મને દુ ખ થાય છે વાસન્તિ સાભળ ”

“ શુ ? ”

તેણે એવાકૌતુક ભરેલા આનદથી મારા મ્હોડા સામુ જોયુ કે જાણે બાળકના અદભૂત ગાડા–ઘેલા વાકયો સાભળીને માનું મ્હોડુ અ નદથી છવરાઈ જાય

પુન મે કહેવા માડયુ, “ જુઓ ગમે તેમ કહો પણ મારા જીવનપર તમારી છાપ પડી ગઈ છે તમારી ચિંતા હુ કોઇ પણ રીતે તજી શકુ એમ નથી આટલા દિવસ પછી પણ હુ તમારી વાત ભૂલી શકયો નથી તમે મને ચ્હાશો એને માટે નહિ પરતુ જો હુ તમને ચ્હાઉ નહિ તો ગાડો બની જઇશ !

"મિત્ર! તમે જાણતા નથી કે હુ કોણ છુ? ન્હાવુ હોય તો ન્હાઓ પણ તમા વધારે કઈ હોય નહિ તમે આવો-જાવો હસો બોલો પણ એથી બીજુ વધારે કાઈ નહિ કેટલા લોકોને મે ભીખારી બનાવ્યા છે! મારા આ ક્ષુદ્ર દેહની શી કીંમત?--જેને માટે તમે સર્વ નાશ કરવા બેઠા છો! તમારે લાબા દિવસો લેવાના છે, જાઓ, પાછા જાઓ, લગ્ન કરો અને માણુસ થાવો મે મારા મનની વાત તમને સ્પષ્ટપણે કહી દીધી"

એટલામા એકદમ ચદ્રભાગા ઓરડામા આવીને બોલી "તમે અત્યાર સૂધી શુ કર્યા કરો છો?"

હુ ચમકી ઉઠ્યો

"હુ આવુ છુ તુ જા" વાસન્તિ બોલી 'ત્યારે કહો તમે મને ન્હાવ છો ને?"

હુ ઉઠીને ઉભો થતા બોલ્યો "ઠીક, હુ તમને ન્હાઉ છુ"

વિસ્મય પામીને વાસન્તિ બોલી "આટલે સૂધી જતા રહ્યા? ઓહો?"

ખરેખર, હુ એટલે સૂધી જતો રહ્યો હતો જો આજે હુ તેને હાથમાં ન લઉ તો તે કદી પણ મારા હાથમાં આવવાની નથી

વાસન્તિ વળી પાછી બોલી "આ વાત જ્યારે તમે મને પ્રથમ મળ્યા ત્યારે કેમ કહી નહિ ?"

"તે વખતે તમે કદાચ મારા કહેવાનો અર્થ જુદો જ કરતે "

"પરતુ તમે મને ચ્હાઓ છો તો તેજ વખતથી ! આવા સ્નેહને તે વખતે કઇ આઘાત લાગે તેમ ન હોતુ પણ મોહ વસ્તુ એ શુ છે તે હુ સારી પેઠે જાણુ છુ "

હુ આવેશથી બોલ્યો "વાસન્તિ ! તમે જાણુતા નથી કે ત્યાર પછી મે શુ કર્યું હતુ ? તમારા માટે હુ હોટલની સામુ ઉભો રહ્યો ત્યાર પછી ભાડાની ગાડી કરીને હુ તમારા ઘર સુધી આવ્યો તમને એકલા ઘરમા પેસતા જોઇને મને તે દિવસે ઘણો આનદ થયો "

વાસન્તિ હસવા લાગી મે પૃછયુ "કેમ હસો છો ? ખરૂ કહો શુ છે ? જો તમે ખરૂ નહિ કહેશો તો હુ માનીશ કે હજી તમે મને ઉડાવો છો "

તે હસીને બોલી "ગુસ્સો તો નહિ કરોને ? હુ તે દિવસે એકલી ઘરમા કેમ પેઠી તે તમે જાણો છો ? મારે માટે ઘેર એક જણુ રાહ જોઈ રહ્યો હતો "

જો આ વખતે તેણે મારાપર શસ્ત્રનો ઘા કર્યો હોત તો તેની વેદના મને થાત નહિ પરતુ તેના ઉપલા શબ્દોએ

રાને શસ્ત્રના કરતા વધારે વેદના કરી હુ ઉઠીને ઉભો થયો અને જવાની રજા માગી

તે બોલી " હુ સમજી ? તમને ગુસ્સો ચઢયો "

ધીર પણ દઢ સ્વરે હુ બોલ્યો 'ના મને ગુસ્સો ચઢયો નથી એ સ્વાભાવિક છે કે તમારે માટે કોઈ રાહ જુએ અને એ પણ સ્વાભાવિક છે કે રાત્રે મોડા સૂધી તમારી પાસે રહેવુ મને ઉચિત પણ નથી " હુ એવા અવાજથી બોલ્યો કે તે એમ સમજે કે મે તેનો મોહ તજી દીધો છે

તે બોલી ' તમારે માટે ઘેર કોઈ વાટ જુવે એવું છે કે ! "

" ના-તોપણુ મારે જવુજ જોઇએ "

" ઠીક પ્રણામ "

જતા જતા વળી પાછા મારા પગ અટકયા વળી બોલાઈ ગયુ " તમે મને વિદાય તો કરી દેતા નથી ને ?"

" ના—તેવુ કઈ નથી "

" ત્યારે મને આવુંતેવુ કહીને શામાટે દુ ખ દીધુ ?" " ખરૂ કહુ છુ-કારણ તમારે આ વાત વિચારવા જેવીહતી કે હુ કોઇ રાજાની રાણી નથી, તેમ ધણીની ધણીયાણી નથી વળી આજેજ કેવળ તમારી સાથે સારો પરિચય થાય છે હુ શુ કરૂ છુ, શુ કરતી નથી અથવા કેમ કરૂ છુ તેનો જવાબ દેવાને હુ તમારી બધાયેલી નથી જો

ભવિષ્યમા એવો વખત આવે કે હુ તમારી થાઉ તોપણુ તમારે આ વાત ખાસ ધ્યાનમા રાખવાની છે કે—એક માણુસવડે મારો કાર્યભાર ચાલે તેમ નથી અનેક પ્રેમિકોના મન જાળવીને અમારે ચાલવુ પડે છે આવા અદેખા થશો તો ભવિષ્યની આશા કયા રહી ? તમારા જેવા અદભુત માણુસ મારા જોવામા તો આવ્યા નથી !”

“ કારણુ કે તમને મારા જેવો કોઈ ચ્હાનાર મળ્યો નથી ”

“ ખરેખર, તમે શુ મને એટલા બધા ચ્હાવછો !”

“ હા, પ્રથમ જે દિવસ તમને ઝવેરીની દુકાને જોયા હતા તે દિવસથીજ હું તમને ચ્હાઉ છુ ”

“ એના બદલામા શુ ચ્હાવછો ?”

“તમે મને ચ્હાતા શીખો ” આટલુ કહેતા તો મારી છાતી ધડકવા લાગી વધારે કાંઈ બોલાયુ નહિ વાસન્તિના મૃદુ હાસ્યના અદર પણુ મને એવો અનુભવ થયો કે તે ધીરેધીરે મારા તરફ ખેચાતી જાય છે

વાસન્તિ કઈક વિચાર કરીને બોલી “ શેઠ સાભળશે તો શુ કહેશે ?”

“ તે ખુશી થશે ”

“ના— મિત્ર, ના, તે મારો ત્યાગ કરશે તે વખતે મારી શી દશા થશે ?”

" પરતુ આજનું તમારૂ આવું વર્તન જો શેઠના સાભળવામા આવે તો તે તમારો ત્યાગ કરે નહિ કે ? "

"હુ તમારે માટે કઈક કરૂ છુ અને તેને માટે તમેજ મને દોષિત ઠરાવો છો " એટલું કહીને તે ઉભી થઈ તેની તે વખતની કદર્પ-મૂર્તિ મોટામોટા મુનિઓનાં મન પણ ચલિત કરવાને સમર્થ હતી

આ પછી મે ધીરેધીરે વાસન્તિની છેક નજીક જઇને તેને બે બાહુની અદર દબાવી દીધી તેણે તેના કૃશતનુનો ભાર વિપુલ હર્ષથી મારા દેહપર નાખી દીધો હું આનદ પામીને બોલ્યો "પ્રિયે ! જો હું તને કેટલો બધો ચ્હાઉ છુ ? "

તે ગદ્દગદ્દ કઠે બોલી "ખરેખર ? "

"હા, ખરેખર "

" ઠીક, જો આજથી તમે મને કોઈપણ કારણ નહિ પુછો અને મારી સઘળી વાત સાભળશો, તેમ મારા દરેક હુકમ માન્ય કરશો તો હુ પણ તમને ચ્હાઈશ છતા એક વાત તમને હુ કહુ છુ કે કોઈપણ જાતનો જવાબ દેવાને હુ તમારી બધાયેલી નથી તે તમારી ધ્યાનમા ખાસ રહેવુ જોઈએ હુ એવો પ્રેમિક ઘણા દિવસ થયા ખોળુ છું જે મને ચ્હાય પણ કોઇપણ જાતનો સદેહ કરે નહિ. મારી અદરજ તેની સઘળી ઈચ્છા લોપ પામી જાય અને તે કેવળ મારી ચાહનાથીજ સતુષ્ટ રહે કોઈ પુરૂષ, ઈચ્છાને

વશ થયાથી આજે તે મને ચ્હાશે અને કાલે તે મારો કર્તા-હર્તા થવા ઇચ્છશે આવું કર્તૃત્વ હુ કોઇને આપી શકુ નહિ. બોલો એથી તમે રાજી છો ?"

"હા, રાજી છુ"

"ઠીક, ત્યારે હવે જોવાશે."

અત્યત આવેશથી તેનો હાથ દાબીને હુ બોલ્યો. "હવે કયારે મળાશે ?"

કાલે રાતના અગીઆરથી બારની અદર. બીજા કોઇ પણ માણસને કાને આ વાત જાય નહિ."

"ઠીક"

મને આલિંગન કરીને વાસન્તિ બોલી:"હવે પેલા ઓરડામાં આપણે જઇએ" ત્યાર પછી તેણે મારા મ્હોડાની પાસે મ્હોડુ ધર્યું મે તેને ચુબન કર્યું, અર્ધ મત્ત અવસ્થામા અમે દિવાનખાનામા ગયા દિવાનખાનામા આવ્યા પછી તે ધીરે ધીરે મારા કાનમા કહેવા લાગી "મે તમને મારો પ્રેમ આટલો જલ્દી અર્પણ કર્યો તેનું કારણ તમે જાણો છો ? હું વધારે દિવસ જીવવાની નથી તોપણ તમારો સ્નેહ મેળવીને હુ કંઇક વધારે જીવીશ." એટલું કહીને તેણે મારો જમણો હાથ લઇને પોતાની છાતીપર દબાવ્યો તે વખતે આવેશથી તેની છાતી ધડકતી હતી.

થોડીવાર પછી નરેન્દ્ર અને હું જવાને ઉઠયા. જતી વખતે વાસન્તિએ મારો હાથ જોરથી દબાવ્યો.





## એકદિલ

" I want a wife, (who does not want)
Affectionate and fair,
To solace all the woes of life,
And all its joys to share,
If temper sweet, of yielding will,
Of firm yet placid mind,
With all my faults to love me still,
With sentiment refined "

**John Quincy Adams**

ઘેર આવ્યો પરંતુ નિદ્રા આવી નહિ. સઘળો બનાવ મારી આંખો આગળ સિનેમાની ફિલ્મની પેઠે તરવા લાગ્યો મારા મનમાં થવા લાગ્યું, જાણે હું તેને મન-પ્રાણથી ચ્હાઉછું, અને તે પણ મને એવીજ રીતે ચ્હાય છે.

" હય ઈશ્કકી લજ્જત જભી દોનોં હો બેકરાર;
દોનો તરફ હો આગ બરાબર લગી હુઈ."

વળી એવુ પણ મનમાં આવ્યું કે તેનો પ્રેમ પૈસાના ઉપર ટકી રહે છે, પરંતુ એ વાત પણ હું કેમ માની શકું? કુંજવિહારી તેને માટે કાંઈ પૈસાનું ઓછું પાણી કરે છે?

જ્યારે...અને નરેન્દ્ર—તે પણ મારા કરતા રૂપવાન, ધન વાન અને બુદ્ધિમાન છે .... તે છતા તેના પ્રસ્તાવથી તે સમ્મત થતી નથી ! વાસ્તવિક રીતે મનુષ્યના જીવનમા એક બનાવ એક સેકન્ડમાં બનવા ધારે તો બની શકે છે, અને નથી બનતો તો આખુ જીવન વહી જાય તો એ કાંઈ બનતો નથી

જવાદો એ બધી વાત ...તે મારા પ્રસ્તાવને સમ્મત થઈ છે એજ યથેષ્ટ છે

આખી રાત મારી આંખે આખ મળી નહિ જાણે હું ગાંડો બની ગયો હોઉ તેમ લાગ્યું મારે માટે વાસન્તિના જેવી સૌદર્યલતિકાનો પ્રેમ મેળવવો એ ગૌરવની વાત છે. કેમ નહિ ? વળી તે જો કદી ક્ષણિક મોહથી જ હોયતો ! ના......ના તેમ નથી મે સુખનો કેવો સુગમ્ય પ્રાસાદ ઉભો કર્યો છે ? હું તેની શારિરિક અને માનસિક ઉન્નતિ કરીશ.........આખુ જીવન તેના કલ્યાણને માટે ગાળીશ પૃથ્વિની અદર સો કરતા મોટામાં મોટી સતિના પ્રેમ કરતા હું તેના પ્રેમથી વધારે સુખી થઇશ, આવા પ્રકારના કેટલા વિચાર તે વખતે મારા મનમાં ઉપજ્યા હતા, જે આજે કહેવાને હું અશકત છુ સવાર થતા થતામાં હું નિદ્રાધિન થયો.

જ્યારે હું નિદ્રામાથી જાગ્યો ત્યારે લગભગ આઠેક વાગ્યા હશે અહો ! પૃથ્વિ જે આટલી સુદર છે તે મે કોઇપણ દિવસે જાણ્યું નહોતું મારી છાતી અત્યત આનદથી ફુલવા લાગી.. .. મારા આનદસાગરને નવીન પ્રભાતના સૂર્ય-રશ્મિ-અરે સ્નેહરશ્મિના સ્પર્શથી ભરતી આવી હતી. કેવળ એજ વિચાર થવા લાગ્યો કે તેની સાથે ફરી મેળાપ ક્યારે થશે ? ઘરમા કોઈ પણ રીતે વધારે વાર બેસી શકાય તેમ ન હતું આવો આનદ શુ ઘરમાજ પૂરી રાખવો ? હુ બ્હાર નીકળી પડયો. તેના ઘરના સામે જઇને હું ઉભો રહ્યો જોયું તો દરવાજામાં ગાડી ઉભી હતી ત્યાથી બગીચામા ગયો જોયું તો તેની ગાડી આવતી જણાઈ

બગીચાના દરવાજા આગળ ગાડી ઉભી. એક દીર્ઘ સુવેષધારી ગૃહસ્થે તેના કાનમાં કઈક કહ્યું અરે અરે આતો હરિકૃષ્ણદાસ શેઠ છે જેના ઉપર વાસન્તિના સમસ્ત ઐશ્વર્યનો આધાર છે ! એનીજ છબી મેં તે દિવસે વાસન્તિને ત્યા જોઈ હતી

માર્ગમા ઘણા માણસોની સાથે વાતચિત થઈ, પણ જે વાતચિત થઈ તે કોઇપણ રીતે ધ્યાનમા ઉતરી નહિ. ત્યાર પછી પાછો ઘેર આવીને બે કલાક કપડા પહેરવામાં ગાળ્યા ઘણીવાર આયનામાં મ્હોડુ જોયું એટલુંજ હમણા યાદ આવે છે. સાડાદસ વાગતા ઘેરથી રવાના થયો તેના

ઘરની એક બારી ઉઘાડી છે.........તેમાંથી ઘરની અંદર નો પ્રકાશ રસ્તાપર છવાઈ રહ્યો છે મે બારણાનું કડું ખખડાવ્યું.

દ્વારવાન બારણું ઉઘાડી બોલ્યો· "બ્હેન હજુ આવ્યાં નથી. અગીઆર પહેલા તે કોઈપણ દિવસ ઘેર આવતા નથી."

ઘડીઆળ કાઢીને જોયું તો અગીઆરમા દશ મિનિટ બાકી હતી શુ કરૂં ? માર્ગમાં આમતેમ આંટા મારવા લાગ્યો.

અર્ધા કલાક પછી વાસન્તિ આવી તે ગાડીમાંથી નીચે ઉતરીને બારણાનું કડું ખખડાવે છે એટલામાં મેં તેની પાસે જઇ પ્રણામ કર્યા.

તે બોલી. "અહો તમે આવ્યા કે ?"

મારા આવવાથી તેને આનંદ થયો છે એવુ મને લાગ્યું નહિ

મે કહ્યુ "તમે મને આ વખતે આવવાનું કહ્યું હતું"

"અરે એ વાત તો હુ ભૂલીજ ગઇ !"

પહેલાં આવા ઉત્તરથી હું ચાલ્યો જાત, પણ હવે ? ઇલાએ બારણું ઉઘાડયું અમે બન્ને જણાં ઘરમાં ગયાં. વાસન્તિએ ઈલાને પૂછયું. "ચંદ્રભાગા આવી છે ?"

"ના."

" જા, તેને ઘેર જઇ કહી આવકે તે આવે એટલે મને તરત મળે તું જતાં પહેલા દિવાનખાનાની બત્તિ ઓલવતી જા. કોઇ આવે તો કહેજે કે હું ઘરમાં નથી " આટલું કહીને વાસન્તિ પોતાના સુવાના ઓરડામાં ગઇ કોણજાણે કયી જાતની ચિંતા તેને તે વખતે થતી હશે ? હું કિંકર્તવ્યમૂઢ બનીને તે ઠેકાણે છાનોમાનો બેસી રહ્યો થોડીવારે મને તેણે બૂમ પાડી " અંદર આવો "

સુવાના ઓરડામા એક સોફાપર તે સુતી સુતી ગળામા પહેરેલી સુવર્ણમાળા આગળી ઉપર ફેરવતાં ફેરવતા બોલી " શી ખબર છે ! "

મેં કહ્યુ: "કઇ જાણવા જેવું નથી મે આવીને તમને વિરક્ત કર્યા હોય એમ મને લાગે છે "

" ના ..... ના–આજ મારૂં માથુ બહુ દુંખે છે "

" તેમ હોય તો હુ ઉઠુ "

" ના ... ...ના–બેસોને. "

આ સમયે નીચે કડુ ખખડવાનો અવાજ સભળાયો તે મને બેસવાનું કહીને નીચે ગઇ નીચે શેઠ હરિકૃષ્ણદાસનો અવાજ મારા કાને સભળાયો. તે બોલતા હતા " કેમ છે ? શરિર તો સારૂ છે ને ! "

"ઠીક નથી, માથુ દુઃખે છે. " વાસન્તિએ કહ્યું.

"વાસન્તિ ! મેં તારો શો અપરાધ કર્યો છે ?"

"તમે કાંઈ કર્યું નથી મને ઘેર આવતાની પાચ મિનિટ નહિ થઈ હોય એટલામા તમે દોડી આવ્યા તમે શુ એવું ચ્હાવછો કે હુ તમારી પાસેની પાસેજ રહુ ? તે કદી બને નહિ દરરોજ મને આવી રીતે વિરકત કરશો નહિ. એથી મારી માદગી વધે છે દયા કરીને હવે મને સુવા જવાદો, પ્રણામ !" એટલુ કહીને તે જોરથી દરવાજો બધ કરીને ઉપર ચાલી આવી

ત્યારપછી તે ઈલાને કહેવા લાગી "જો હું તને કહી રાખુ છુ કે હરિકૃષ્ણદાસ શેઠને કદીપણ ઘરમાં પેસવા દેવા નહિ અરે એ કેવા ભયાનક માણુસ છે ! પોતાનુ ઐશ્વર્ય દેખાડીને માણુસ અમને લોભાવવા ચ્હાય છે અને વાસ્તવિક રીતે અમે લોભાઇ પણ જઈએ છીએ એકએક કરીને જીવન, મન દેહ સૌંદર્ય સૌ લુટાવી દઇએ છીએ તે છતા લોકો અમને ધિક્કારે છે, વાઘના જેવા અમારાથી બ્હીએ છે અમારા મિત્રો, પ્રિયજનો જેઓ અમને કઈ આપે છે તેના કરતા બમણું અમારી પાસેથી વસુલ કરે છે અને તેઓનો નાશ થાય છે અને તેમની સાથે અમારો પણ નાશ થાય છે એક દિવસ રસ્તામાં રખડતા કુતરાની પેઠે તેઓ અમારો ત્યાગ કરી ચાલ્યા જાય છે જોતો ચદ્રભાગા આવી કે ?"

ઈલા બોલી: " હજુ આવી નથી. હુ કહી આવી છુ

એટલે તે આવશે કે પહેલી અહીજ આવશે "

વાસન્તિ લુગડાં બદલવા ગઈ જતા પહેલાં મારી પાસે એક ચોપડી મૂકતી ગઈ આજ વાસન્તિ ઘણી અસ્થિર અને ચચળ દેખાતી હતી હુ ઉઠીને આટા મારવા લાગ્યો અને મારા પ્રેમની વાત વિચારવા લાગ્યો

આજ સમયે ચદ્રભાગા ઘરમા આવી તે મને જોઇને આશ્ચર્યથી બોલી " અરે, તમે અહિં કયાથી? વાસન્તિ કયા છે?"

" લુગડાં બદલવા ગઈ છે "

" ઠીક, ત્યારે હુ અહિંજ ઉભી રહુ છુ " ત્યાર પછી તે મારા સામું જોઇને બોલી " કેમ! તમારી આશા સફળ થઇને?"

"કોણે કહ્યું! આજનો તેનો વ્યવહાર જોતાં મનેતો કાંઈ એવુ જણાતું નથી "

"ઠીક, હવે પછી જોજો વાસન્તિએ મને તમારી સઘળી વાત પૂછી હતી મે બધું સારી રીતે કહ્યુ છે એટલે તમે બાજી જીતશો" એટલુ કહીને તે હસવા લાગી

આ સમયે વાસન્તિ અંદર આવી ચદ્રભાગાને જોઇને તેણે પૂછયું " શેઠની સાથે તારો મેળાપ થયો!"

" હા, છ હજાર આપ્યા છે."

"તું તે સાથે લાવી છે ? શેઠ કંઈ ગુસ્સેતો નથી થયાને ?"

"ના "

"અહા બિચારા !" બિચારા શબ્દ એવા ભાવથી વાસન્તિએ ઉચ્ચાર્યો કે તે ભાષાથી વ્યક્ત કરવાને માટે હુ હજી પણ અશક્ત છુ. તેણે ચદ્રભાગાની પાસેથી એકેક હજારની છ નોટો ગણી લીધી ત્યાર પછી તે બોલી. "ચદ્રભાગા ! તારે રૂપીઆની જરૂર હોયતો મને આ વખતે કહે !"

"બે ત્રણ દિવસ પછી પંદરમી તારીખ આવશે એટલે મારે રૂપીઆની જરૂર પડશે ત્રણસો ચારસો રૂપીઆ આપે તો ઠીક"

"પરતુ હમણા નોટ વટાવવા કોણ જશે ! કાલ સવારે લેજે."

ચદ્રભાગાથી વધારે વખત થોભાયું નહિ, કારણ કે તેની વાટ જોઇને તેના ઘરમા કોઈ બેઠુ હતું

ચદ્રભાગા ગયા પછી વાસન્તિએ નોટોને ત્રિજોરીમાં મૂકી દીધી ત્યાર બાદ તે મારા તરફ જોઇને બોલી. "હવે અનુમતિ આપો તો સુવા જાઉ "

"અનુમતિ શુ, અનુરોધ છે કે, તમે હવે સુવા જાઓ "

કાશ્મિરી શાલ ઓઢીને તે સુતી. મારા તરફ જોઇને

તે બોલી. " આવો મારી પાસે બેસો આપણે બન્ને જણાં વાતો કરીએ. "

ખરેખર, ચંદ્રભાગાની વાત ખરી ઠરી

અર્થપ્રાપ્તિએ તેના મનને આનંદથી ચંચળ બનાવી મુકયું હતું

મારો હાથ પોતાના હાથમા લઇને વાસન્તિ મૃદુ કંઠે બોલી " મારો કઠોર વ્યવહાર ક્ષમા કરો !"

" સહસ્ર વાર ક્ષમા કર્યો છે "

" તમે મને ખરેખર ચ્હાવછો ?"

"દિવાનો બન્યો છુ તને ચ્હાઇને "

" મને આવી પતિત અને ચારિત્રહીના જાણ્યા છતાં પણ ?"

" હા. જાણ્યા છતા પણ "

આ સમયે ઈલા ખાવાનું લઇને અંદર આવી વાસન્તિએ દાસીને ખાવાનું મુકી ચાલી જવા કહ્યુ, ત્યાર પછી, " આવો, આપણે સાથે બેસીને જમીએ "

ખાઈ રહ્યા પછી તે બોલી. "આજ કેટલા દિવસ થયા તમને ઉંઘ આવતી નથી, પરતુ આજે તમને ઉંઘ આવતી હોય એમ જણાય છે ચાલો બારણું બંધ કરીને આવો ..... "

"હર અદા મસ્તાના સરસે પાઉં તક છાઈ હુઈ,
ઉફ તેરી કાફિર જવાની જોશપર આઈ હુઈ. "

## ૧૦

**સંદિગ્ધ-સ્નેહ.**

"બુતોં કો મહબ્બત હુઈ હય કિસીકી ?
હસીનોકો ચાહત હુઇ હય કિસીકી ?
મરે કોઈ મર્દેખુદા કિસ્કી ખાતિર,
જમાનેમે ઔરત હુઇ હય કિસીકી ?

પૂતળા (પ્રમદાઓ)ને કોઇને પ્રેમ થયો છે કે ? સુદરી ઓને કોઈનો સ્નેહ થયો છે કે ? કોઈ પ્રભુનો દાસ—મનુષ્ય-કોના માટે પ્રાણ આપે ? કારણકે આ જગતમા સ્ત્રી કોઇની થઈ છે ખરીકે ?"

બેતાબ.

પ્રાત કાળના પાચ વાગ્યાના સમયે બારીમા ઉષાના ઉજવળ પ્રકાશે પ્રવેશ કર્યો

પ્રકાશ જોઇને વાસન્તિ બોલી "જુઓ, તમારે વિશેષ કારણને લઇને હમણાજ અહીથી વિદાય થવુ જોઇએ હુ તમને આવી રીતે વિદાય કરૂ છુ તે માટે મને ક્ષમા કરજો"

મે તેનું માથુ બન્ને હાથે દાબીને ચુમ્યું, અને જવાને માટે ઉઠયો જતા જતા મે તેને પૂછયું "હવે કયારે મેળાપ થશે ?"

"એક કામ કરો આ ચાવી લઇ જાઓ એ ચાવીથી પાછલુ બારણું ખોલીને તમે ચાલ્યા જજો બપોરે તમને એક પત્ર મળશે તેમાં બધું લખેલુ હશે મારી દરેક વાત તમે નિર્વિવાદપણે સાભળશો એ વાત તમારા સ્મરણમાંથી બહાર જવી ન જોઇએ"

"એક વસ્તુ માગુ તે આપીશ? આ ચાવી મારી પાસે રહે તેમા કાઇ તને હરકત છે?"

"ઠીક, રાખો, પરતુ એનો વહેવાર મારી અનુમતિ ઉપર આધાર રાખશે એટલુ ધ્યાનમા રાખજો"

'કારણુ?"

"અદરથી બારણું બધ કરવામા આવે છે"

"તુ ઘણી નિર્દય જણાય છે"

"ઠીક, ઉઘાડુ રાખીશ"

"કેમ ત્યારે તું મ્હને ચ્હાય છો!"

"બરાબર કહી શકતી નથી તોપણુ મનમાં એમ થાય છે ખરૂ વારૂ હવે જાઓ મને ઘણી ઉતાવળ છે"

વાસન્તિના મકાનની બહાર નીકળ્યા પછી જોતાં જણાયું કે શહેર નિદ્રામગ્ન થયું હતું વિચાર કરતાં કરતાં ઘેર આવ્યો અને પથારીમાં પડયો. ઉંઘ ઘણી આવવા લાગી

હું ઉઠતાંની સાથે જોઉ છું તો વાસન્તિનો પત્ર તેણે લખ્યું હતું કે બીજા અક પછી મારે નાટકશાળામાં જવું.

મનનો આવેગ કોઈ પણ રીતે દમન કરી શકયો નહિ. પાછો બહાર નીકળી પડયો રસ્તામા તેને ગાડીમાં જતા જોઈ બરાબર સાડા નવને સમયે હુ ગેઈટી થિએ-ટરમાં દાખલ થયો એક એક કરીને બધી બેઠક ભરાઈ ગઈ હતી. એક બોકસ ખાલી હતી, બરાબર બીજા અ ક પછી વાસન્તિ ખાલી બોકસને દીપ્ત કરીને આવી બેઠી. હું તેના તરફ જોઇ રહ્યો મને જોઈને તેણે મારા તરફ જોયું કે જેથી સ્પષ્ટ સમજવામા આવ્યું કે મે તેની વાત માન્ય કરી છે, એથી તે સતોષ પામી છે

"આહ ! કેવા અપૂર્વ સૌદર્યથી મંડિત થઈને તે દિવસ તે આવી હતી ! એનું કારણ શું હુ હોઇશ !

તેને હુ જેમ વધારે જોઈશ તેમ હુ વધારે સતોષ પામીશ એવી ધારણાથી શુ તે આવા ઠાઠમા આવી હશે ? જો તે આજ ધારણાથી આવી હોય તો તેની ધારણા પૂર્ણ થઇ શકે એમ હતું, કારણ થિએટરમાં બેઠેલા સઘળા લોકો તેને વારવાર જોતા હતા, અને અદર અદર વાતો પણ કરતા હતા એટલુજ નહિ પણ અભિનયના પાત્ર–પાત્રિઓ પણ તેના તરફ નજર નાખવાને ચૂકતાં નહોતાં. હવે એ ત્રણ કલાક પછી એની સાથે મારૂં મિલન થશે.

વાસન્તિની પાસે ચંદ્રભાગા બેઠી હતી, અને પ્રાછળ

શેઠ હરિકૃષ્ણદાસ હતા. શેઠને જોઈને મારા મનમાં કંઈક નિરાશા ઉપજી

વાસન્તિ મારા મનનો ભાવ સારી રીતે સમજી ગઇ મારા તરફ જોઇને તેણે ભૂવન–મોહિની જેવું હાસ્ય કર્યું ત્યારપછી ધ્યાનપૂર્વક તે અભિનય જોવા લાગી થોડીવાર પછી તેણે શેઠને કંઇક કહ્યુ શેઠ ઉઠીને ચાલ્યા ગયા તેણે મને પોતાની પાસે આવવાનો ઇસારો કર્યો

હુ ગયો એટલે તેણે પ્રણામ કર્યા, અને મને પાસે બેસવાનું કહ્યુ મે પ્રતિપ્રણામ કરીને કહ્યુ " શેઠની જગ્યા છિનવી લઈને હુ અનધિકાર ચર્ચા તો કરતો નથી ને ? "

" ના, શેઠને આવતા હજી બહુ વિલબ થશે આપણે ચંદ્રભાગા પર વિશ્વાસ રાખીએ તો કઇ અજુગતુ નહિં કહેવાય "

ચદ્રભાગા હસીને બોલી " હા મને કઇ વાધો નથી "

વાસન્તિ ઉઠી અને બોકસના પડછાયામાં ઉભી રહીને મારા કપાળ પર ચુબન કરતાં બોલી " કેમ છો વ્હાલા ?"

" ઠીક નથી "

" ત્યારે તમારે નિરાંતે ઉઘવું જોઇએ "

" કયાં ? "

" સ્વગૃહે. " શબ્દમાં મૃદુ કટાક્ષ પ્રકટી નીકળ્યો હતો.

" હૃદયેશ્વરી ! તું જાણે છે કે સ્વગૃહે મને ઉંઘ આવે તેમ નથી "

" ઠીક, નાટક પૂરા થયા પછી તમે વ્હારા વ્હાર ચન્દ્રભાગાને ઘેર જજો તે ઠેકાણે જ્યા સૂધી હુ ન બોલાવું ત્યા સૂધી બેસી રહેજો સાંભળ્યુ ? "

" હા સાભળ્યું "

" મારી વાતને તમે વિચારો છો ? "

" હા, આખો દિવસ "

" ત્યારે હવે સ્વસ્થાને પ્રસ્થાન કરો શેઠને પાછા ફરવાનો વખત થયો છે તે જો તમને જોશે તો વિશેષ સતોષ પામશે નહિ "

" કેમ તે કહ્યુ હોત તો એક બોકસનો ખર્ચ હુ વેઠી શકત નહિ ? "

" એ વાત હુ ક્યારે કહુ છુ ? મારી મરજી નહિં છતા શેઠે આ બદોબસ્ત કર્યો હતો મારાથી તેમને ના કહી શકાય તેમ નહોતું, વળી હુ તમને જોઇ શકીશ અને તમે પણ મને જોઇ શકશો એવા વિચારથી મે તમને આવવાને લખ્યુ હતું, આનો અર્થ તમે ઉલટો કર્યો "

" મને ક્ષમા કર "

" જાઓ હવે શેઠ આવશે. આવા અદેખા થશો નહિ

તેણે ફરી મને ચુબન કર્યું હુ પાછો મારી જગ્યાએ આવી બેઠો

સત્યત વાસન્તિ શેઠની સાથે આવે એ સ્વાભાવિક હતું, કારણ કે તે તેમની રક્ષિકા હતી ના આવે તો કરે શુ? વાસન્તિની સાથે ભળવુ હોય તો મારે આ બધું સહન કરવુ જ જોઇએ

ખેલ પૂરો થતા પહેલાં તેઓ ત્રણે જણા એક ગાડીમાં બેસીને ચાલ્યા ગયાં મારૂં મન પાછુ ચચળ બની ગયું

એક કલાક વીત્યા પછી હુ ચદ્રભાગાને ઘેર જઇને ઉભો રહ્યો ચદ્રભાગાએ થોડી વાર પહેલાજ ઘરમા પગ મૂકયો હતો

તે બોલી, " અમારી સાથે સાથે જ આવી પહોચ્યાને ? "

મે પૂછ્યુ " હમણાં ઘરમા વાસન્તિ શુ એકલી છે?"

" ના .... શેઠ છે "

હુ ઘરમાં આમતેમ આંટા મારવા લાગ્યો

ચદ્રભાગાએ પૂછ્યુ " કેમ શુ છે ? "

કઈક અસતોષપણે હુ બોલ્યો ' હોય શુ ? શેઠના જતા સૂધી મારે અહિ થોભવુ પડશે "

ચદ્રભાગા ઉપદેશ દેતી હોય એવી રીતે બોલી· " તમે આવા અધિરા બનશો તો કેમ ચાલશે ? શુ તમે

વાસન્તિનો વાર્ષિક એક લાખ રૂપીઆનો ખર્ચ નિભાવી શકો એમ છો ? માધવદાસ શેઠની પાસે ઘડી ઘડી હાથ ધરવાનુ તેને પસદ નથી કારણ હરિકૃષ્ણદાસ શેઠ એને જોઈએ તેટલુ આપે છે હવે તમેજ કહો કે આવા માણુસને તે કેવી રીતે વિદાય કરી શકે ? વળી વાસન્તિને દેવુ ઘણુ છે- તમે આવા બેકદર ક્યાથી નીકળ્યા ? વાસન્તિ તમને ચ્હાય છે મુબાઈની એક શ્રેષ્ટ સુદરી તમને વગર પૈસે મળી છે એ કાઈ તમારૂ જેવુ તેવુ ભાગ્ય નહિ તે છતા તમે આમ અદેખા થાઓ છો તો તમારા જેવા બેવકુફ કોણ ? વળી આપણે એમ ધારીએ કે તે બધાને છોડી તમારી પાસે રહે પરતુ તેથી ભવિષ્યમા પરિણામ શુ આવશે ? એનો તમે વિચાર કર્યો છે ? જ્યારે તમે તેના વડે તૃપ્તિ પામશો નહિં અને તેમો સહવાસ તમને સુખકર લાગશે નહિં, ત્યારે શુ થશે તેનો એકવાર ધ્યાનથી વિચાર કરી જુઓ તેના જીવનનું યોવન તમે લૂટી લીધા પછી તમે જે કાઈ રહેવા દેશો એ લઇને તે બજારમાં બેસીને શુ કરશે ? યોવન ગયેલી સ્રીનો શુ લોકો આદર કરશે ? તમે પણ શુ તે વખતે તેની પાસે રહેવાને રાજી થશો ? કદી મન મારીને રહેશો તો ભાગ્યને ધિક્કારશો. તમારૂ જીવન દુખમય બની જશે ભવિષ્યની આશા અને સસાર–સુખ સઘળુ નાશ પામી જશે. મિત્ર !

વાસન્તિ જે જાતની સ્ત્રી છે.... તેના પાસે લોકો–જે આશા કરે તેજ આશા તમારે કરવી જોઈએ દુરાશાથી તમારે પોતાનો આવી રીતે નાશ કરવો જોઇએ નહિ."

ચંદ્રભાગાએ એવા દૃઢ વિશ્વાસની સાથે આ વચનો કહ્યા કે હુ કોઈપણુ રીતે તેનો પ્રતિવાદ કરી શકયો નહિ.

મને વિચારમા ગરક થયેલો જોઈને તે હસતાં હસતાં બોલી "શુ વિચાર કરો છો ?"

"કાંઈ નહિ, ચાલો આપણે જોઈએ કે હવે શેઠ ગયા કે નહિં ?"

અમે બારી ઉઘાડીને ઉભા રહ્યા. જોયું તો શેઠ ચાલ્યા ગયા હતા વાસન્તિએ મને બોલાવ્યો

હુ ઘરમાં પેસતાજ તેણે દોડી આવીને મને બે બાહુ વડે જોરથી પોતાની છાતી સાથે દબાવ્યો

ત્યાર પછી તેણે મને ખેચીને પોતાની પાસે કોચ પર બેસાર્યો. હુ કૉચના હાથાપર હાથ મૂકીને તેના તરફ ટટાર થઇને બેઠો.

તે બોલી "હુ શુ વિચાર કરૂ છુ કહો ?"

મે કહ્યું: "કેવી રીતે કહુ !"

"મે એવો બદોબસ્ત કર્યો છે કે એક માસની અદર હુ છુટી થઇશ ત્યારપછી આપણે બન્ને અહિંથી ચાલ્યા જઈશુ."

" કેવી રીતે ? તેતો મને કહો ? "

" પ્રિયતમ ! તે કહેવાની કઇ જરૂર નથી  તો પણ હું તમને જેવીરીતે ચ્હાઉં છું તેવી રીતે તમે મને ચ્હાશો એટલે બસ "

" તું એ કાર્ય સિદ્ધિ કરી શકીશ ? "

" હા, હું એકલીજ કરીશ દુ ખ હું એકલી ભોગવીશ પરતુ સુખ આપણે બન્ને જણાં ભોગવીશું "

આ સુખની વાતથી મારા મનમા અચાનક એક જાતનો સંદેહ થયો મે ઝડપથી કહ્યુ " હુ પોતે ઉપાર્જન કરી શકુ નહિં અથવા જેની સૂચના મને પહેલેથી મળી હોય નહિ એવા કોઇપણ લાભનો અશ લેવા હુ ઇચ્છતો નથી "

" એટલે એનો અર્થ ? "

" એનો અર્થ કઇ નહિ મને એવો સદેહ થાયછે કે તે અને શેઠે મળીને લાભની આશામા કઈક ખટપટ કરી છે પરતુ મને આ પસદ નથી "

આ વખતે વાસન્તિ અભિમાનથી બોલી ઉઠી " ઠીક મારી ભૂલ થઈછે મારા મનમા હું એમ ધારતી હતી કે તમે મને ખરેખર ચ્હાઓછો, પણ તેમ નથી ! "

તે કોચ પરથી ઉઠી શરીરના સઘળા લોહીએ તેના મુખપર તરી આવીને તેને લાલચોળ બનાવી દીધી.

"ત્યારપછી સારંગી લઇને તે ગાવા લાગી

"દરિયા ઇશકકા હેબે--પાયા ઈસમે લાખોને મારા સર,
તા ઝીસ્ત ગોતે ખાયે હે પાયા ન કીનારા મગર,
સખ્ત ઉલ્ફતકા હે તુફાન બહરે આલમમે અય યાર,
જીસ્કી કિસ્તીયે જા કે ઈસ્કી હવા લગી એક બાર,
નહીં ઈસ દરિયાસે હોતી કભી હરગીઝ પ્રીર વોહપાર,
સીવા મલેકીલ મૌતકે નાખુદા ઇસકા નહીં ઝીનહાર"

આતો તેનો સ્વભાવ હશે કે બીજુ કાઇ! મારા પ્રથમ મિલનની વખતે તેણે મને સૂચના કરી હતી તેવું તો આ નહિં હોય?

સારંગીના સૂરના કોમળ અવાજ–લ્હેરથી તે દિવસની સુખ-સ્મૃતિએ મને ગાંડો બનાવી દીધો મે તેની પાસે જઈને બે હાથ વડે તેનું માથુ દબાવ્યું, અને ધીરે રહીને તેના કપાળપર રસભીનું ચુંબન કર્યું ગંભીર અનુરાગથી તે મારી છાતી ઉપર ઢળી પડીને બોલી "જુઓ, આજે આપણી બીજી રાત છે આટલામાં તમે મને સંદેહની નજરે જુઓ છો, તમે આટલી વારમા તમારી પ્રતિજ્ઞા બધી ભૂલી ગયા"

મે કહ્યુ " વાસન્તિ! હું તને કેટલો બધો ચ્હાઉ છુ તે હુ તને શી રીતે કહું' તું છુટી થઈને મારી સાથે

રહેશે એ સાંભળીને મને જે આનદ થયો હતો તે આનદ તારી પાછલી વાતથી સંદેહમા ફેરવાઇ ગયો ”

તે મારા બન્ને હાથ દાબીને મારા મોઢા તરફ જોઇને હસતા હસતા બોલી “ હુ તમને ચ્હાઉ છુ--અ તરથી ચ્હાઉ છુ આટલુ કહી તેણે પુન સારગી બજાવી એક ગાન આરભ્યું

“ ન શાહી કી તમન્ના હય ન ખાહિશ સલ્તનતકી હય,
તમન્ના હય કે મિલ જાએ મુઝે ખિદમત મોહમ્મદકી,
વોહી આખોમે આખે હૈ કે જીનમે શકલે એહમ્મદકી,
દિલોમે દિલ વોહી હૈ જીસમે હો ઉલફત મોહમ્મદકી.”

સારગિના મીઠા-મોહક અવાજમાં ગાયન ઓર મઝા આપીરહ્યુ વળી તે બોલી. “ થોડા વખતને માટે મારી ઇચ્છા અહિંથી ચાલ્યા જવાની છે શહેરની બહાર કોઈ નિર્જન જગ્યાએ વસીને આપણે થોડો વખત ખુબ આનદમાં ગાળીશું પરતુ શહેર છોડીને હું શી રીતે જઈ શકુ ? મારા હેણુ-દારો મને અહિંથી એક પગલું પણ ભરવા દે તેમ નથી. પણ તેનો મે બદોબસ્ત કર્યો છે તમે કેવળ ભોળા માણસ છો તેથી કંઈ સમજતા નથી મને કેવળ ચ્હાઓ છો એ શિવાય બીજુ કઈ જાણતા નથી કેમ હવે ખુશ થયા ? ચાલો. ” એટલુ કહીને તેણે મારા હાથ જોરથી દાબી રાખ્યા

મે મારી સમ્મતિ જણાવી.

મારા ગળાની આસપાસ હાથ નાખીને તે બોલી "પ્રાણેશ ! બે માસ પછી અહિંથી આપણે ચાલ્યા જઇશું. રહેવાને માટે શાન્તાક્રુઝ કે વિલેપારલે પસંદ કરીશુ તે વખતે મારા ન્હાનપણુની વાત મને સાભળી આવશે હુ કઇ મોટા માણસની દીકરી નથી, એટલુજ નહિ પરતુ છ વર્ષ પહેલા તો હું મારૂ પોતાનું નામ પણ લખી જાણતી ન્હોતી હુ મારા આનદનો ભાગ તમને કેમ આપુ છુ તે તમે જાણો છો ? તમે મને નિસ્વાર્થ ભાવથી ચ્હાઓ છો તે માટે કોઇ મને આવા ભાવથી આ પહેલા ચ્હાતું નહોતું સઘળા મારી દેહને ચ્હાય છે મારે મારી આ દેહને વેચવી પડે છે ?"

તે રાત્રી પણ હુ વાસન્તિ સાથે ખૂબ આનદ અનુભવી રહ્યો

તે વખતે મારા મનની અવસ્થા એવી બની ગઈ હતી કે જો તે મને ખુન કરવાનું કહે તો તે પણ હું કરી શકત !

સવારે વિદાય થતાં પહેલા મે પૂછ્યું "પાછો રાત્રે આવું કે ?"

તે મને ચુબન કરીને બોલી "પછી જણાવીશ"

ઘેર આવ્યા પછી તેનો પત્ર મળ્યો પત્રમા તેણે લખ્યું હતું --

" પ્રિય સુમન,

આજે મારૂ શરીર ઘણું ખરાબ છે ડૉકટરે મને આરામ લેવાનું કહ્યુ છે આજ આવશો નહિ તોપણુ આ નુકસાનના બદલા તરીકે કાલે બપોરે આવજો

તમારી વાસન્તિ "

પત્ર વાચીને મારા મનમાં સદેહ થયો તે મારી સાથે પ્રપચતો કરતી નથીને? ના . ના, તેમ હોય નહિ હુ તેને આટલો બધો ચ્હાઉછુ! પછી કોણુ જાણે ? પરંતુ મારી પાસે તેના સુવાના ઓરડામા જવાની ચાવી છે એકવાર જોઈ આવું. જો કોઇને તે ઠેકાણે બેઠેલો જોઉ તો તેનું આવી બન્યું સમજવું.

હુ ચૅાપાટી પર ગયો સુર્યાસ્તસુધી એક બેન્ચ પર બેસી રહ્યો, પણુ કોઈ આવ્યું નહિ રાત્રે બધા થિએટરમા ફર્યો પણુ તેને જોઈ નહિ ગિરગામ ગયો, પરતુ તેના મકાનમા દીવો જણાયો નહિ નોકર બોલ્યોકે બાઈ હજુ બહારથી આવ્યાં નથી મે ઉપર જઇને તેની રાહ જોવાની ઇચ્છા કરી, પરતુ નોકર બોલ્યો કે ઉપર કોઈ નથી આ ઉપરથી સ્પષ્ટ સમજાયું કે તેને મનાઇ કરવામાં આવી છે એકવાર ઇચ્છા થઈ કે ચાવીતો પાસે છે લાવઅદર જાઉં ! પણુ ના, તે કદાચ ગુસ્સે થશે ! પાછો ફર્યો, પણુ કયા ?

ઘેર આવવાને મન માન્યું નહિ. તેના મકાનની આજુબાજુ પ્રદક્ષિણા ફરવા લાગ્યો કારણકે —

" Suspicion is the spider of the minl It weaves its looth some webs around the finest fibres which conerete in the human breast, it distorts all things into other shapes, gives false colours to the appearances of fets and invests with importance the most groundless trifles.

G W M Reyrodes

મોડીરાત્રે એક ગાડી વાસન્તિના દરવાજા આગળ આવીને ઉભી રહી શેઠ હરિકૃષ્ણદાસે ગાડીમાંથી ઉતરીને ગાડીને વિદાય કરી દીધી આ ઉપરથી સ્પષ્ટ સમજાયું કે તે રાત તેમણે ત્યાજ ગાળી

રાત્રીના ચાર વાગી ગયા હુ તે વખતે પણ તેના ઘરની સામે ઉભો રહ્યો સને ઘણો ગુસ્સો ચઢયો હું સકાનની નજીક ગયો અદર જવા માડયું, પણ તેના એક નોકરે અદર જવા ના દીધો હું તરત ઘેર આવ્યો આ વખતે મારા મનની વેદના ફક્ત હું જ સમજતો હતો

ગયા ત્રણ અઠવાડિયાંથી હુ ઘણું સહન કરૂ છુ હવે સહન થતું નથી અરે, આજના જેવી વેદના મને આખી જીદગીમાં થઇ નથી !



## ૧૧.

### પેશાકરનો પ્રેમ.

" A disappointed love is the most chastening lesson man can receive in this world, and that no one knows the world until he has been thus tortured. It is uot in the narrowminded speculations of the commercial sphere in which we spend our days, that we learn to appreciate life in its true colours ,Oh ' no– we must pass throuh this terrible ordeal before we can dare boust of our acguaintance with maukind and with the intricacies of this wordel"

ઘેર આવીને હુ એક બાળકની પેઠે રડવા લાગ્યો, ચાલ્યો જાઉં, પિતા અને ભગિનીના સ્નેહ–શીતળ આશ્રય નીચે ચાલ્યો જાઉ ? જે સ્નેહ– જે પ્રેમથી મને કોઈ દૂર કરી શકે એમ નથી જતી વખતે તે નારીને એકવાર જણાવવુ જોઇએ કે કેવી રીતે હુ તેના સ્નેહ–બ ધનને તોડીને ચાલ્યો ગયો છુ !

વિચાર કર્યો કે કઈ લખુ ! વીસ પચીસ પત્ર લખી નાખ્યા, પરતુ કોઇપણ મન લાયક લખાયો નહિ ` દુ.ખ અને ક્રોધને વશ થઇને અ તે લખી કાઢ્યું

પ્રિય વાસન્તિ,

કાલની માદગીએ હુ ધારૂં છુ કે તને વધારે પીડા નહિ કરી હોય ! રાત્રિના અગિઆર વાગે તારે ઘેર ખબર કાઢતા મને માલમ પડયુ હતું કે તે વખતે પણ તું ઘેર આવી ન હતી શેઠ હરિકૃષ્ણદાસ પૂરેપૂરા ભાગ્યવાન છે, કારણ પાચેક મીનીટ પછી તે આવ્યા પરતુ તે વખતે તું પાછી ફરી હતી કયે રસ્તે અને કેવી રીતે ? તે તુંજ જાણે ! પ્રાત.કાળના ચાર વાગતા સૂધી હુ જોઉ છુ કે તે તારા વસત-વિહારભૂવનમાં જ હતા

ક્ષમા કર, પ્રિય ક્ષમા કર ! મેં જે કેટલાક કલાકો નષ્ટ કર્યા છે તેનો અપરાધ ક્ષમા કર, તો પણ આ વાત સત્ય છે કે— જે આનદ તેં મને આપ્યો છે તેને માટે હુ હમેશાં તારો ઋણી રહીશ

તારી પાસે આવીને આ વાત કહેત, પરતુ મને સમય નથી. આજ હુ દેશમા જાઉ છુ

વિદાય. . પ્રિય ! . વિદાય હુ એવો શ્રીમત માણસ નથી કે જેવી રીતે હુ ચ્હાઉ છુ તેવી રીતે તને મેળવી શકુ. તેમ એવો ગરીબ પણ નથી કે તું જેવી રીતે ચ્હાય તેવી રીતે મને મેળવી શકે એટલા માટે પ્રિય, બધું ભૂલી જા

આ સાથે તારી ચાવી પાછી મોકલી છે. એ ચાવીનો મેં ઉપયોગ કર્યો નથી તે તું જાણે છે તને કોઈ કોઇ વખતે એની જરૂર પડશે કાલના જેવી કોઇ કોઇ વખતે તું બિમાર પડે, ત્યારે એ તને ખપ લાગશે ”

પત્ર પૂરો કરવા જેટલી મારામા ધીરજ ન હતી વાસન્તિના મનમા આ પત્ર વાચીને દુ ખ થશે તેના કોમળ હ્રુદયને આઘાત થશે એ વિચારથી મને આનદ થવા લાગ્યો સવારમા નોકરની સાથે પત્ર પહોચતો કર્યો

તે શું આ પત્રનો કઈપણ ઉત્તર આપશે ? અરે ! હુ કેવો દુર્બળ છુ, આટલુ થયા પછી હુ તેના ઉત્તરની આશા રાખુ છુ !

પરતુ પત્ર લખીને સારૂ કર્યું નહિ બપોરે તેની પાસે જઇને એ વાત કહી હોત તો ચાલત વળી કેવી રીતે કહેવાથી તેની આખમા આસુ આવત અને તે જોઇને મને આનદ થાત ?

વારૂ, તે જો કદી ઉત્તર આપે ત્યારે મારે શુ લખવુ ? એવામા નોકર પાછો આવ્યો તે બોલ્યો “બાઇ હજુ સુતા છે તેમના નોકરને પત્ર આપી પાછો આવ્યો છુ, જાગશે એટલે નોકર પત્ર આપશે ”

ઓહ ! હજુ તે ઉઘે છે પત્ર પાછો મગાવી લીધો હોય તો ન ચાલે ? પરતુ એતો તેના હાથમા ગયો હશે.

ધીરે ધીરે મારી અનુશોચના વધવા લાગી

અગિઆર, બાર, એક એમ એક એક કરીને વાગી ગયા પણ પત્રનો ઉત્તર આવ્યો નહિ વારૂ થોડુક ફરી આવું હું ધારૂ છુ કે હું ઘરમા રહ્યો છુ તેથી ઉત્તર આવતો નથી હુ બહાર નીકળી પડયો

થોડીવાર ફરીને પાછો ઘેર આવ્યો હજી પણ પત્રનો ઉત્તર આવ્યો નથી

પત્રનો ઉત્તર આપવો હોય તો આટલા સમયમા તે જરૂર આપત

આવી રીતે પત્ર લખીને મે અન્યાય કર્યો જો છાનોમાનો બેસી રહ્યો હોત તો તેને યોગ્ય શિક્ષા આપો આપ મળત.

કોઈ કોઈ વાર મનમા એમ થવા લાગ્યું કે જાતે મારે ત્યા આવીને ક્ષમા માગશે પરતુ કલાકના કલાક વહી ગયા પણ તે આવી નહિ

સાયકાળે ચોપાટી પર ફરવા ગયો જો તે જોવામા આવે તો કેવો ભાવ દેખાડવો કે તેની વાત હું સ્હેજપણ સાંભાળતો નથી એમ તે સમજી શકે.

રસ્તામાં અચાનક તેની ગાડી જોઇને હુ એવો ગાભરો બની ગયો કે તેની ગાડી મારા મ્હોં આગળથી ક્યારે

ચાલી ગઇ તે પણ મને સમજાયું નહિ શું તેણે મને જોયો હશે ?

થિએટરમા પણ શોધ કરી પરતુ નિષ્ફળ.

મારા પત્રે તેના મનને એવી વ્યથા આપી હશે કે તેને માટે તે ઘરની બહાર નીકળી નહિ અથવા પકડાઇ જવાની ધાકે તે મારાથી આમ સતાતી ફરે છે આવી રીતે વિચાર કરતો કરતો જતો હતો એવામાં રસ્તે નરેન્દ્ર મળ્યો તે બોલ્યો "તને અહિયા જોઇને મને આશ્ચર્ય થાય છે. હુ ધારતો હતો કે તું થિએટરમા હશે."

મે પૂછ્યુ "કારણ ?"

"કારણ વાસન્તિ ત્યા છે"

"એકલી ?"

"ના, શેઠ હરિકૃષ્ણદાસ થોડીવારને માટે આવ્યા હતા, પણ તે મોટા શેઠની સાથે ચાલી ગઈ"

ભ્રકુટિ ચઢાવીને હુ બોલ્યો. "હું તારી વાસન્તિની સાથે હોઈશ એનો શું અર્થ ?"

"અર્થ ખુલ્લો છે. તું તેના પ્રેમમા પડયો છે."

"કોણે કહ્યુ ?"

"ચદ્રભાગાએ—અરે ચદ્રભાગાએ. હવે શા માટે છુપાવે છે ? ઠીક ભાઈ, ઠીક તું પણ મને શીખવે છે. ઉસ્તાદ. પાકો ઉસ્તાદ."

નરેન્દ્રની વાતથી સમજાયુ કે હુ જે વિચાર કરૂં છું તે ભુલ ભરેલો છે એકવાર ચદ્રભાગાની પાસે જઇને વાસન્તિની સાથે મળવાની માગણી કરૂ, પરતુ તે પણ પ્રતિ–શોધને માટે તૈયાર થઇ રહી હોય ત્યારે ?

પાછો ઘેર ફર્યો નોકરને પૂછયુ' "પત્ર છે કે ? તેણે કહ્યુંકેના કોઈ પણ પત્ર નથી

તેણે એમ ધાર્યું હશે કે હુ ક્ષમા માગીને પત્ર પાછો ખેચી લઇશ અને એ સમયનીજ તે વાટ જોતી હશે. ઠીક, વળી એક રાત જોઇએ, શુ થાય છે ?'

રાત્રે નિંદ્રા આવી નહિ કેવળ વાસન્તિના વિચાર આવ્યા અહાહા ! તેના વિચાર કરતા પણ કેવો આનદ થાય છે ?

હર્ષ શું જિન્ગીમાંને હર્ષ શું હોત મૃત્યુમા,
પ્રેમના રગથી જો ના રગાયુ વિશ્વ હોત આ "
( કલાપી )

મારી ભૂલ થઈ છે તે મને લ્હાય છે–નિશ્ચય લ્હાય છે અરેરે, મે કેવો અન્યાય કર્યો ! કેટલા વખતનો સ્નેહ –કેટલા વખતનો પ્રેમ તેની સાથે હતો ! મે તેને શું આપ્યુ છે કે જેના જોરે હુ તેના આટલા દિવસના બધન તોડવા કહુ, અને તેની જીવનયાત્રા ઉલટાવી નાખવાનો આગ્રહ કરૂ ! મારે તેને ભેટ તરીકે કંઈ પણ આપવું જોઇએ, પરતુ મારાથી અપાયુ નહિ.

મારૂ આપેલું તે પ્રણયના મૂલ્ય તરીકે માને એ ભયથી મે તેને કઇ આપ્યુ નથી વળી હુ તેને ચ્હાઉં છુ— એ ચાહનાની કીમત કરાવવાની મને ઇચ્છા થઈ નહિ.

પ્રાત.કાળ થતા સૂધી એક ક્ષણને માટે પણ નિંદ્રા આવી નહિ શરિર ભારે ભારે જણાવા લાગ્યુ સ્હેજસાજ તાવ પણ દેખાયો. વાસન્તિના વિચાર વિના બીજા કોઇ પણ વિચારપર મન પરોવાયુ નહિ

બસ, હવે એનો અત લાવવોજ જોઇએ સવારમા ચદ્રભાગાને ઘેર જઇને ઉભો રહ્યો તેણે પૂછયુ . "કેમ કાઈ સવારમાંજ ? શું છે ?"

"દેશમાં જાઉં છે તેથી મળવા આવ્યો છુ"

"વાસન્તિને મળવા આવ્યા હશો ?"

ચદ્રભાગા કાંઇ જાણતી નહિ હોય ! શુ તે મારી મશ્કરી કરે છે ? તેના મ્હોડા સામું તાકીને જોયુ પણ એવું તેવું કઇ જણાયુ નહિ મે જવાબ આપ્યો

"કઇક એમજ"

"ઠીક, જ્યારે તમે તને તજી દીધી છે ત્યારે પછી તેને મળવાની કાઈ જરૂર ?"

"ત્યારે તો તું બધુ જાણે છે ?"

હા, પણ તેણે પત્ર વાચ્યો હતો તે મને કહેવા લાગી કે આવી વાત માણસ પોતાના મનમાં વિચારી શકે

પરન્તુ લખી શકે નહિ." બાદ મેં કહ્યુ

"જે વખતે તેણે તને આ વાત કહી તે વખતે તે તેના મ્હોડાનો ભાવ કેવો જોયો ?"

"હસતો રમતો"

મને જાણે એકાએક કોઇએ ચાબુક મારીને બેસાડી દીધો ! બે હાથે માથું દાબીને હુ બોલ્યો "કાલે થિએટરમાથી પાછા ફરીને વાસન્તિએ શુ એકલી રાત કહાડી હતી ?"

"ના, હુ ધારૂ છું કે શેઠ હતા" ચન્દ્રભાગાએ કહી દીધુ

મેં વિચાર્યું કે આને માટેજ મને દુ.ખ છે અને એને માટેજ હું ગાંડો બનું છુ

સ્નેહથી કોમળ થયેલા સ્વરે ચન્દ્રભાગા બોલી."તમે વાસન્તિની વાત એકદમ ભૂલી જાઓ"

જોરથી હસીને હુ બોલ્યો 'વાસન્તિ મારે માટે દુઃખી થઇ નથી તેથી મને આનદ થયો છે"

ચન્દ્રભાગાએ કહ્યુ "તમે ઠીક કર્યું તે તમને ચ્હાય છે વખતો વખત તમારી વાત મને કહે છે ગમે તેવા અન્યાયનું કામ પણ તે તમારે માટે કરવાને તૈયાર છે"

મેં પૂછ્યું. "જો તે મને ચ્હાય છે તો તેણે મારા પત્રનો ઉત્તર કેમ ન આપ્યો !"

" કારણુ તે પોતાના મનમાં એમ સમજે છે કે તમને ચ્હાઇને તેણે અન્યાય કર્યો છે સ્ત્રી જાતિ પ્રણયના દરેક સારા પ્રસંગો સહન કરી શકતી નથી, બે દિવસ પ્રીતિ કરીને જેઓ અબળા જાતિનો ત્યાગ કરે છે તેઓ અબળાના આત્મ-સન્માનને આઘાત કરે છે હુ વાસન્તિને સારી પેઠે ઓળખુ છુ તે મરી જાય તો પણ તમારા પત્રનો ઉત્તર આપે નહિ ! "

ત્યારે હવે મારે શુ કરવુ તે કહે ? "

" કરવાનુ બીજુ શુ છે ? તે તમને રાલી જશે તમે તેને રાલી જાઓ તે વખતે કોઇ કોઇને દોષ દઇ શકશે નહિ "

થોડીવાર વિચાર કરીને હુ બોલ્યો " વારૂ, હુ કદી ક્ષમા માગીને વાસન્તિને પત્ર લખુ તો ? "

" એની કાઇ જરૂર નથી તે તમને પોતાની મેળેજ ક્ષમા કરશે "

ચદ્રભાગાની વાત સાભળીને આનદથી મારો આત્મા નાચી ઉઠયો મનમા એવુ થયું કે જાણે ચદ્રભાગાની કોટે બાઝીને નાચુ !

ઘેર આવીને વાસન્તિને લખ્યુ " કાલે તને એક પત્ર લખીને મેં જે અન્યાય કર્યો છે અને જેના માટે હુ અનુતૃપ્ત જાણવા માગુ છુ કે જો તું અનુમતિ આપે તો હુ તારા

ચરણુ સમીપે મારી અનુશોચના પ્રકટ કરૂ ! કારણુ, કાલે હુ અહીંથી ચાલ્યો જઇશ !

તે સમયે તારે એકલા રહેવાની જરૂર છે, કારણુ, કાલે હુ અહિંથી ચાલ્યો જઈશ,

તે સમયે તારે એકલા રહેવાની જરૂર છે, કારણુ અનુ-શોચનાની વખતે કોઈ સાક્ષી ન હોય તો સારૂ ”

આવો પત્ર તેને પહોચતો કર્યો, નોકર વાસન્તિના હાથમા પત્ર આપી આવ્યો હતો, “ પછી ઉત્તર મોકલા-વીશ ” એવુ પણુ તેણે કહ્યુ હતું

સૂર્યાસ્ત થયો પરતુ ઉત્તર આવ્યો નહિ

હવે આશામાને આશામા રહીને અનર્થ આત્મવિટ-બના કરવી નહિ એવો નિશ્ચય કર્યો કાલે જ દેશમા જતા રહેવુ સરસામાન બાધવા મડી પડયો

કલાકેક પછી નીચે બારણુ ખખડયું

જોયું તો ચદ્રભાગા અને વાસન્તિ ! વાસન્તિ ગભીર ચિંતામગ્ન અને ઉદાસ દેખાતી હતી

વાસન્તિને જોતાજ મારાથી શાન્ત રહેવાયું નહિ. દોડતો જઇને તેના બન્ને હાથ પકડીને હુ બોલ્યો “પ્રિય વાસન્તિ ? મને ક્ષમા કર ”

મારા કપાળપર ચુબન કરીને તે બોલી “ આ ત્રીજીવાર તમને ક્ષમા કરૂ છુ ”

મે કહ્યુ: " હુ કાલે અહિંથી ચાલ્યો જાઉં છું."

તેણે મારી વાતની સાથે સાથેજ જવાબ દીધો "મિત્ર! હુ તમને અટકાવવા આવી નથી. આખો દિવસ તમારા પત્રનો ઉત્તર આપવાનો સમય મળ્યો નહિ હું તમારા ઉપર ગુસ્સે થઇ નથી તે જણાવવાને માટેજ હું અહિં આવી છુ. ચન્દ્રભાગાએ તો બહુ ના કહી પરન્તુ હું આવી "

ચન્દ્રભાગા બોલી. " તમારૂ ઘર બહુજ સારૂં શણ-ગાર્યુ છે પણ તમારો સુવાનો ઓરડો કયાં છે ? "

એટલુ કહીને તે મારા સુવાના ઓરડા તરફ દોડી ગઈ અમને બન્ને જણાને એકલા મૂકવાનો તેનો ઉદ્દેશ હતો ચન્દ્રભાગાના ગયા પછી હું બોલ્યો " તું ખરેખરૂં કહે કે તું મને ખરેખર ચ્હાય છે કે નહિ ? "

મારો હાથ પકડીને તે બોલી " ખરેખર હું તમને ચ્હાઉ છુ " તેની બન્ને આખો અશ્રુજળથી ભરાઈ ગઈ

" ત્યારે મારી સાથે ચાલાકી કેમ કરે છે ? "

ધીરે રહીને વાસન્તિ બોલી " જો મિત્ર ! હુ કોઇ રાજાની રાણી નથી કે મારી આવક બે લાખ રૂપીઆની હોય મારે ચાલીસ હજાર રૂપીઆનુ દેવું છે વરસ દિવસે મારે એક લાખ રૂપીઆનો ખર્ચ છે. જો હું રાજાની રાણી હોત તો, અને જો હુ બીજો પ્રણયી કરત તો તમે મને

દોષ દઇ શકત. આજ મારો એક માત્ર ઉત્તર છે."

મે પણ તેના જેવોજ ધીરે રહીને ઉત્તર દીધો "તારી વાત ખરી છે પરંતુ હું તને ગાડાની પેઠે ચ્હાઉં છું." મેં તેને ખેંચીને મારી પાસે બેસાડી દીધી

"મિત્ર! તમે મને આથી કંઇક ઓછી ચ્હાવ અથવા આથી વધારે મને સમજવાની મહેનત કરો તમારા પત્રે મને કેટલી વેદના કરી છે એ હું તમને શું કહું? જો હું દરેક રીતે સ્વતંત્ર હોત તો શેઠ હરિકૃષ્ણદાસને કદીપણ મારા મકાનમાં પેસવા દેત નહિ તમે જાણતા નથી કે મેં કેવી રીતે સુખનો માર્ગ મોકળો કર્યો છે જો હું તમારી પાસે કદી વીસ હજાર રૂપીઆ માગત તો તમે ગમે તેમ કરીને મને આપત, પરંતુ પાછળથી એક દિવસ એવો પણ આવત કે, એને માટે તમે પશ્ચાતાપ કરત અને મને ધિક્કારત! આ ઉપરથી હું કેવી રીતે પેસાની જોગવાઇ કરૂં છું, અને દેવું વાળવાની તજવીજ કરૂં છું તે તમે સહેલાઇથી સમજી શકશો આજે તમારી સાથે મારો પ્રથમ-આલાપ છે. આજે જે હું છું તે તમે ધ્યાનમાં રાખો, પરંતુ કાલે હું શું કરીશ અથવા કરૂં છું તેનો વિચાર કરવાની તમારે જરૂર નથી ઘણી વખતે અમે આત્મ-તૃપ્તિને માટે લાચાર થઇને અમારો દેહ વિક્રય કરીએ છીએ. પરંતુ તે આત્મ-તૃપ્તિ જો અમારા હાથમાંથી જતી રહે તો અમારા મનને કેવું દુઃખ થાય તે કહો!"

વાસન્તિની વાત સાંભળતા સાભળતાં અપૂર્વ શ્રદ્ધાથી મારૂ મન ભરપૂર બની ગયું આ તરૂણી પ્રથમ મને વ્હાલી હતી તેના કરતા હમણા તે મને કેટલી બધી વ્હાય છે છતાં મારા મનને તૃપ્તિ થતી નથી માનવની આશા અને આકાક્ષાની સીમા નથી

Hope creates fortunes, fabricates crowns, defeats armies, inspires the most timid with the courage of the lion, hope throws down all obstacle with the force of a battering ram against a Castle – If fills the purse of the aspirant with gold in the great city and the cup of the traveller with water from the lip, and hope proves to be nothing more than a delusive phantom with a will-O-the-wish lantern in his hand, leading its votaries along paths whicp terminate only in pools and marshes

( G W Reynolds )

ત્યાર પછી મહેરબાન શુ થયું તે સાભળો

વાસન્તિ બોલવા લાગી " અમારા લોકોનું ચરિત્ર અદ્દભૂત હોય છે અમારા પ્રેમનો ખ્યાલ વિચિત્ર હોય છે નિયમ વગરનો હોય છે ઘણા માણસો અમારા દ્વારપર સર્વસ્વ લુટાવી દે છે, તે છતા અમે તેમને વ્હાતા નથી અને કેટલા માણસો સાધારણ એક ફુલનો ગજરો કે હાર આપવાથી અમે તેમને મન–પ્રાણ સોપી દઇએ છીએ. પ્રતિજ્ઞાપૂર્વક કહુ છુ કે તમે મારો પ્રેમ જેટલો જલદી

મેળવ્યો છે તેટલો જલ્દી અત્યાર પહેલા કોઈ મેળવવા ભાગ્યશાળી થયું નથી કારણ મારી છાતીમાંથી જે વખતે લોહી પડતું હતું તે વખતે તમેજ મારી સેવા કરવાને તૈયાર થયા હતા, અને મારે માટેજ તમારી આખમા આંસુ આવ્યાં હતા

જીવનમા કોઇએ મારા માટે આવું કર્યું નથી મારી પાસે એક કુતરો હતો. તમે હસસો નહિ! હુ જે કહુ છું તે સત્ય કહુ છુ મને જ્યારે ખાસી થતી હતી ત્યારે તે અતિ કરૂણ નયને મારા સામું જોતો હતો તે મરી ગયો તે વખતે હુ એટલુ બધું રડી છુ કે મારી મા મરી ગઇ તે વખતે પણ હુ એટલુ રડી નહિ હોઉ! માએ પણ બાર વરસ સૂધી મને મારપીટ કર્યા શિવાય બીજુ શુ કર્યું છે? હાય! જો માણસ એક બિંદુ અશ્રુની કિંમત જાણી શકે તો અમે માણસને ઠેલી શકત કે?"

તમારા પત્રમા કેવળ હિંસા અને બદલો લેવાની ઇચ્છા શિવાય પ્રેમનું શુ નિદર્શન હતું, તે તમેજ કહો? તમારી સાથે બપોરે મન ખોલીને વાત કરીશ એવું ધાર્યું હતું બરાબર તેજ વખતે તમારા પત્રે આવીને મારા મનને એટલુ બધુ દબાવી દીધુ કે તમે તે સમજી શકો નહિ તમારી સાથેજ હુ મન ખોલીને વાત કરી શકુ મારી આજુ બાજુ જે માણસોનાં ટોળા વિંટાઇ વળે છે તેમની વાતો કેવળ પોતાના સ્વાર્થનીજ હોય છે. તેઓ

મારા સ્વાર્થ-સર્વસ્વ પ્રણયી છે તેઓ ઉડાવે છે. પોતાની આત્મ-તૃપ્તિને માટે, મારી તૃપ્તિ કે સુખને માટે નહિ. તેઓ જ્યારે હસે છે ત્યારે અમારે હસવુ પડે છે, અને જ્યારે રડે છે ત્યારે રડવું પડે છે, કારણ અમારૂં હૃદયજ નથી અને જો કોઈને હૃદય હોય તો તે હાંસીને પાત્ર થાય છે

અમે માનવની આત્મ-તૃપ્તિની મુખ્ય સામગ્રી છીએ—તેરની શ્રદ્ધાના છેલ્લાગા છેલ્લા પગથીઆપર અમારૂ સ્થાન છે. અમારા ખરેખરા સબધી કોઈ નથી જીવનની અદર જેઓ અમારા સબધી થાય છે તેઓ ચદ્રભાગાના જેવા પૈસાને માટે તેમનુ યૌવન પૂરૂ થઈ ગયેલુ હોય છે, પરતુ તેમનો વિલાસી સ્વભાવ ગયેલો હોતો નથી, તેથી તેઓ પૈસાને માટે અમારૂં હલકામા હલકું કામ કરવાને માટે ખુશી થાય છે ચદ્રભાગાએ શેઠની પાસે રૂપીઆ લાવવાની મહેનત સ્વીકારી તેના બદલામા કેટલું લીધું તે તમે જાણો છો તેઓ આપણુ કામ કરે છે તેનો ચાર ગણો બદલો આપણી પાસેથી લે છે અમારે એક સાથે એક કે દસ પ્રણયીઓના મન રાખવા પડે કે ના પડે તેમાં તેમનુ કાંઈ જતુ કે આવતું નથી. ”

“ તેથી મારા આવા અશાંત-દુ:ખમય જીવનમાં એવો એક માણસ જોઈએ કે જે મારા જીવનનો ઈતિહાસ બારીકીથી શોધવાની મહેનત ન કરે, અને તે કેવળ મારી

કલ્પનાનો સંગિ થાય, પણ મારા દેહના સામું જુએ નહિ મોટા શેઠ આવી જ પ્રકૃતિના માણસ હતા પરંતુ તે વૃદ્ધ હતા એટલે તેમનામા આવો ઉત્સાહ કયાથી હોય ? જે વખતે જીવનમા આવી અરૂચી વધતી જતી હતી તે વખતે તમે મને મળ્યા તમારી સાથે મારો સ્નેહ-રથ ચાલશે એવું મે ધાર્યું હતું, પરંતુ તમે પણ શું એક સાધારણ માણસની પેઠે પૈસાને બદલે ચ્હાઓ છો ? જો તેમ હોય તો લાવો પૈસા ! પછી પ્રેમની વાત કદાપી કરશો નહિ. હવે એ શિવાય બીજુ કાંઇ સાભળવા હું ઇચ્છતી નથી. ”

ગંભીર ઉત્તેજનાથી તેનું મુખ લાલચોળ બની ગયું. સોફા ઉપર અઢેલીને તે પોતાના હાથપગ પહોળા કરીને સૂઈ ગઈ એકદમ ઉપડેલી ખાસીને દબાવવાને માટે મ્હોડા પર રૂમાલ દાબીને તે બીજી તરફ જોઇ રહી. તેની આંખમાથી અવિરલ અશ્રુબિંદુ રત્નાગરમા છુપાયેલાં મોતિ પેઠે તેના ગળાપર થઈ ગળામાં પરિધાન કરેલા મૌક્તિકહારને ભીંજવવા લાગ્યા

અતિશય મમતાથી, પશ્ચાતાપ પીડિત પ્રાણથી અને વિવેકવાણીથી તેના બન્ને હાથ મારા હાથમાં દાબીને હું બોલ્યો. “ સુંદરી ! દેવી ! વાસન્તિ તું મને ક્ષમા કર. હવેથી હું તારો અને તું મારી. મને લઈને તારે જે કરવુ હોય તે કરજે. મારા પ્રેમની ખાતર તું પેલો પત્ર ફાડી નાખ. ”

સાડીમા છુપાવેલા પત્રને બહાર કહાડીને હસતા હસતા વાસન્તિએ મારા હાથમા મકયો પત્રના કટકે કટકા કરીને મે તેનો હાથ ચૂમ્યો તેણે તેના મકાનની ચાવી મને પાછી આપી

નોકરને બેડિંગ અને ટ્રક ખોલીને અદરની વસ્તુઓ બહાર કાઢી ઠેકાણે મકવાનો હુકમ કરીને હું વાસન્તિની સાથે તેને ઘેર ગયો

એમાં મારો જય કે પરાજય ?

ગાડીમા બેસી મે મારા મકાનની બારીમા જોયુ તો ચદ્રભાગાને હસતી દીઠી

૧૨

## પ્રેમની-કસોટી

" બહોતસે બે—વફા માશુક ભી હોતી હેય દુન્યામે,
વફાશી કરતી હેય દસ બીસમે દો ચાર થોડીસી "

જે દિવસે વાસન્તિ મારે ઘેર આવી, તેને બીજે દિવસે મે તેને નોટેશનની ચોપડી ભેટ તરીકે આપી

મારા જીવનમાં એક જાતનુ પરિવર્ત્તન થઇ ગયું. વાસન્તિની જીવન-યાત્રાની પ્રણાલીને મે મારી કરી લીધી.

મારા પિતા અમદાવાદની એક મીલના મેનેજર હતા. અમદાવાદમાં એક સદ્‌ગૃહસ્થ તરીકે, કુળવાન તરીકે અને પ્રમાણીક માણસ તરીકે તેઓ પ્રતિષ્ઠિત હતા તેમને નોકરી લેતા પહેલા જે નાણું બેંકમા જમે કરાવ્યું હતું તે વધીને તેની વાર્ષિક આવક લગભગ ચાલીસ હજાર રૂપીઆની થવા પામી હતી મારી બ્હેનના લગ્ન માટે તેમણે અમુક રકમ જુદી કાઢી હતી, માતા પણ લગભગ છ હજાર રૂપીઆની સંપત્તિ મૂકી ગઈ હતી પિતા મને વાર્ષિક છ હજાર રૂપીઆ આપતા હતા વકીલની પરિક્ષા પસાર કરીને મે મુંબાઇ હાઇકોર્ટમા નામ નોંધાવ્યુ, અને બાર લાયબ્રેરીમા બેસીને બીઝીક રમવામા અને નાટક જોવામા સમય ગાળ્યો પિતા જે રૂપિઆ મોકલતા તે આઠ મહિનામા ઉડાવી દેતો, અને ચાર મહિના ઘેર જઈને રહેતો લોકો કહેતા " કેવો સારો છોકરો ! "

જ્યારે મારી અવસ્થા આવી હતી ત્યારે એક દિવસ સુભાગ્યે મારો વાસન્તિની સાથે પ્રથમ પરિચય થયો

વાસન્તિ મારી પાસેથી કાંઇ લેતી ન હતી, પરંતુ તેનો સ્વભાવ એવો થઈ ગયો હતો કે કોઈપણ ખર્ચને તે કોઈ દિવસ ગણકારતી ન હતી પોતાની કોઇપણ ઈચ્છાને દમન કરવાનું તે શીખી ન હતી અયોગ્યિતભાવે અનેક વસ્તુઓ મેળવીને તેનો આવો સ્વભાવ દિવસે દિવસે વધતો.

તેના સામાન્યમાં સામાન્ય ખર્ચને માટે મારે મહિને બે ત્રણ હજાર રૂપીઆ ખર્ચવા પડતા મારી આવક સામાન્ય હતી, એથી આવુ શી રીતે ચાલે ? મ્હાય તો દેવુ કરવુ, નહિતો વાસન્તિ સાથેનો સંબધ છોડવો એ શિવાય અન્ય ઉપાય ન હતો.

ના—ના, તેને છોડવી ! અરેરે, હવે તો મારે માટે એ વાત અસભવિત છે, કારણ તે મને સપૂર્ણ રીતે લઈ બેઠી છે છ હજાર રૂપીઆનું દેવુ કરી નાખ્યું ! પુનાની રેસ ( ઘોડ દોડ ) માં નિયમસર જવાનો આરભ કર્યો

જ્યા સુધી મારો વાસન્તિની સાથે રાત્રિવાસ નહિ થતો ત્યા સુધી સદેહની અગ્નિથી મારૂ મન દગ્ધ થતુ હતું ! રેશમા ઘણી વખતે હુ મશ્ગુલ રહેતો તેમ શહેરના સટ્ટા બજારમાં પણ મારો પ્રવેશ થવા લાગ્યો રમતા રમતા કવચિત મોડી રાત્રે વાસન્તિની પાસે જતો, અને તે કેવળ મનને બુલવવાને માટેજ જ્યારે સમય થતો ત્યારે એકદમ રમતાં રમતાં ઉઠીને જતો જેઓ બેસીને રમતા તેમને જોઈને મને દયા આવતી અહા ! બિચારા ! આ દુનિઆમાં એમને આનદ આપે એવુ કોઇ નથી !

ઘણાને માટે આ સટ્ટો કેવળ જરૂરનો હતો. પરંતુ મારે માટે તેવુ ન હતું. વાસન્તિનો મોહ જોવાની સાથે મારો જુગારનો મોહ પણ જતો રહેત એ નિશ્ચય હતું

સટ્ટો રમતી વખતે હું બહુ સમજીને મગજ ઠેકાણે રાખીને રમતો હતો. મને જે મળતુ તેનાથી વધારે હું કોઈપણ દિવસ રમતો ન હતો. મને સટ્ટામાં બે પૈસા મળ્યા ખર્ચ પણ મારો ત્રણગણો વધી ગયો. તે છતાં મારૂ ગાડુ ઠીક ગબડવા લાગ્યું

વાસન્તિની સાથે મારો રહેવાનો સમય ધીરેધીરે વધવા લાગ્યો પહેલાં મધ્યરાત્રિથી પ્રાત કાળ સુધી ત્યાર પછી દિવસમા પણ એકવાર. ધીમે ધીમે દિવસનો મોટો ભાગ ત્યાજ પસાર થવા લાગ્યો

વાસન્તિના ચરિત્રના પરિવર્તનની સાથે તે દરેક વિષયમા ઘણી સાવચેત અને ખબરદાર થઇને ચાલતી. તેની ખાસી પણ ઓછી થઈ હતી.

અમારી પ્રથમ રાત્રિવાસની રાત્રિ વીત્યાને છ અઠવાડિયાં થઈ ગયા હમણા શેઠ હરિકૃષ્ણદાસ, કુંજવિહારી વીગેરે તેના પ્રેમીકોને પોતાની જાળ સ કેલીને ખસી જવું પડયુ હતું. કેવળ મોટા શેઠ કોઇકોઈ વખત આવતા હતા. તેઓ પણ દરેક વખતે વાસન્તિને મલી શકતા નહતા હું બેઠો હોઉ તો ઈલાદાસી કહી દેતી કે વાસન્તિનું માથુ દુ.ખેછે—ઉંઘેછે—તેને જગાડવાની સખ્ત મનાઈ છે.

દરેક વર્ષે જે સમયે હું ઘેર જતો તે સમય આવી પહોંચ્યો, પરતુ હું ગયો નહિ. ઘેરથી આવવાને માટે પત્ર

આવ્યો મે લખ્યુ કે કેસ બહુ વધી ગયા છે.

એક દિવસ સવારે પથારીમાથી ઉઠતાજ વાસન્તિએ કહ્યુ " ચાલો, શહેર છોડીને થોડા દિવસ પરામા રહી આવીએ "

વિલેપારલેમા મારા એક મિત્રનો બગલો ખાલી હતો ત્યા જવાનું નક્કી કર્યું સવારમાજ અમે રવાને થઈ ગયા ચ દ્રભાગા પણ અમારી સાથેજ હતી

બગલો જોઈને વાસન્તિને ઘણો આનદ થયો ભ્રમરની પેઠે પાખો ખોલીને જાણે દરેક ફુલના મધુ-રસ ચાખવાને તે ચ્હાતી ન હોય ? એમ તેની આનદપુલકિત મુખકાન્તિ પરથી સ્પષ્ટ જણાતું હતું શહેર વૃક્ષોની ઘટાથી આચ્છાદિત થઈ ગયેલુ હતુ મીલની ચીમનીઓ બધાને દાબીને ઉચી થઈને ધુમાડાના ગોટેગોટા કાઢી વેપાર કર્તવ્યનો પાઠ શીખવી રહી હતી.

પ્રેમની સાથે પ્રકૃતિનો મધુરો સબધ છે પુષ્પનું હાસ્ય, સૌરભ, મત્તવાયુ, અનતઆકાશ, વૃક્ષોની સુદર ઘટા એ સઘળુ પ્રેમ પ્રકટ કરવાના ઉપાદાન છે પરેખર, પ્રેમની વસ્તુ એકાંતમાં જ્યાંસુધી મળતી નથી ત્યા સુધી મનની તૃપ્તિ થતી નથી અમે એક બીજાનો હાથ પકડીને દરિયે ફરવા ગયાં પછી ઝાડ નીચે બેસીને એક બીજાને વળગીને પ્રેમની વાતો કરવા લાગ્યાં. આવી રીતે અમે એક એવા રાજ્યમા

પહોચી ગયા કે જ્યા દુ ખ ન હતું, શોક નહતો, અશાન્તિ ન હતી પરતુ સઘળુ રગિન અને તૃપ્તિથી ભરેલુ હતું એ રાજ્યમા અમે બન્ને યુવક યુવતી મનના આનદમા વિશ્વ—સસારને ભૂલી જઈને બેજણના મ્હો તરફ જોવા લાગ્યા તે વખતે અમારા મનની અવસ્થા કઈ અપૂર્વજ હતી

" Love rules the court, the Camp, the grove,
And men below, and saints above,
For love is heaven, and heaven is love

**Walter scott**

ક્યા સુધી અમે આ સ્થિતિમા હતા તે જણાયુ નહિ, અચાનક ચદ્રભાગાની બુમથી અમે ચમક્યા ! ચદ્રભાગાએ કહ્યુ "હવે સાજ પડી ગઈ છે, માટે બગલો જોઈને આપણે ઘર તરફ જઈએ તો સારૂ "

સ્વપ્નમાથી તુરત જાગૃત થએલા માણસની પેઠે હુ બોલ્યો " હા, ચાલો જઈએ "

બગલો અમને બન્ને જણાને એટલો બધો પસદ પડયો કે તે ભાડે રાખવાનો અમે મન સાથે ઠરાવ કર્યો

દિનકરમણીના શ્વેતરશ્મિ જ્યારે અસ્ત થતાં જણાવા લાગ્યા ત્યારે અમે મુબાઈ પાછા ફર્યા તે વખતે રસ્તામા અને માળાઓમા વિજળીની રોશની પ્રકટી નીકળેલી જણાઈ

. બીજે દિવસે વાસન્તિ મોટા શેઠને લઈને બગલો

ભાડે રાખી આવી મને તેણે રાત્રિના આઠ વાગતા સુધી ચંદ્રભાગાના ઘરમાં બેસવા જણાવ્યું હતુ મોટા શેઠને વિદાય કરીને તે મારી પાસે આવી તેના અંતરમાં આનંદ સમાતો ન હતો તે બોલી " તમે પાસેના ઘરમાં રહેજો, તમારી પાસે પાછલા બારણાની ચાવી રહેશે, મોટા શેઠ દિવસના કોઇકોઈ વખત અહિં આવશે તેમના મનમા કંઈક સંદેહ રહે છે ચાલો તેમા શું થયુ ? જુઓ, પ્રિય સુમન ? તમારૂ ભાગ્ય ઘણું જોરાવર મોટા શેઠ તમારા માટે પૈસાનું પાણી કરે છે હુ કેવળ મારો ખર્ચ કહાડવાને માટે મોટા શેઠની સાથે સંબંધ રાખુ છું એમ સમજશો નહિ, પરંતુ મારે ઘણું દેવું છે, અને તે પણ તેઓ બિચારાને વાળવુ પડશે. " એટલું કહીને તેણે મને તેની છાતી સાથે દબાવી મારા અધર તેના ગાલ સાથે અરાડયા.

એક અઠવાડિઆની અંદર વાસન્તિ મુંબાઇમાથી બધું લઇને વિલેપારલેના બંગલામા ચાલી ગઈ હુ મુંબા-ઈમાંજ રહ્યો

સટ્ટામાં ખુબ તડાકો પડવા લાગ્યો

બંગલામા વાસન્તિની એટલી બધી સાહેલીઓ અવરનવર આવવા લાગીકે મોટા શેઠ ખર્ચને માટે જે આપતા હતા તેથી પૂરૂ પડતુ નહિ ચંદ્રભાગા મારી પાસે આવીને કોઇ કોઈ વખતે કઇને કઈ લઇ જતી હતી. તે

પોતાની મ્હોટાઇ બતાવવાને માટે વચ્ચે વચ્ચે પોતાની સખીઓને પણ બગલામા બોલાવતી હતી

આ ખબર સાંભળીને એક દિવસ મોટા શેઠ જાતે બગલે આવ્યા બારણામા પેસતાજ એક સ્રીના ટોળાએ તેમને હાસ્યના એવા ઉચ્છૃખલ આવેગથી આવકાર આપ્યો કે તેઓ સ્વભાવિક અવસ્થામા છે એમ કોઈ કહી શકે નહિ જે ઉપરથી મોટા શેઠ તે ઓરડામા નહિ પેસતા બીજા ઓરડામા જઈને બેઠા. તે વખતે તેઓ આવેગથી કપતા હતા વાસન્તિએ અનેક રીતે સમજાવીને તેમની પાસે ક્ષમા માગી પરતુ વૃદ્ધના હૃદયમા એવો આઘાત લાગ્યો હતો કે તે કોઇપણ રીતે ખુશી થયા નહિ એ ઉપરાંત તેમણે વાસન્તિને એવાં વચનો કહ્યા કે તે કોઈપણ રીતે પ્રતિગ્રહ કહી શકાય નહિ.

ત્યાર પછી વાસન્તિએ મને બંગલે આવવાનું લખ્યુ. જતાની સાથે તેણે પ્રકટપણે પોતાની સાથે રહેવાનો મને આગ્રહ કર્યો મારા મનની તે સમયે એવી અવસ્થા હતી કે તેનો વિયોગ મારાથી એકપળ પણ સહન થાય એવો નહતો. મે કબુલ કર્યું અમે બન્ને ખુલ્લી રીતે આશકમાશુકની પેઠે રહેવા લાગ્યા.

ચન્દ્રભાગાને આ ગમ્યુ નહિ તેણે વાસન્તિને અનેક રીતે સમજાવી, પરન્તુ તેણે તેનું માન્યુ નહિ.

એક દિવસ જોઉ છું તો દરવાજાની પાસે પડેલી એક બેન્ચપર વાસન્તિ અને ચન્દ્રભાગા બેઠેલાં હતા બન્ને જણાના મ્હોડા ગભીર વિચાર મગ્ન હતા ધીરે રહીને હું દરવાજા આગળ ઉભો રહ્યો તેમણે મને જોયો નહિં

ચન્દ્રભાગા કહેતી હતી "મોટા શેઠે કહ્યુ કે પહેલી વખતના અપરાધ તરીકે હું વાસન્તિને ક્ષમા કરી શકુ પરન્તુ જ્યાંસૂધી પેલા છોકરા સાથેનો સબધ તોડી નાખે નહિ ત્યાસૂધી હું તેની સાથે કોઇપણ જાતનો સબધ રાખવાને ખુશી નથી"

વાસન્તિએ પૂછ્યું, "ત્યારે તે શો જવાબ દીધો ?"

ચન્દ્રભાગાએ કહ્યુ "ઠીક, બધું સમજાવીને કહીશ ખરેખર, તુ એની સાથેનો સબધ તોડી નાખ મોટા શેઠ જેવા લખોપતિને તું કેમ હાથમાથી જતા કરે છે ? એને માટે તને પાછળથી પશ્ચાતાપ થશે જો તારાથી નહિ કહેવાય તો હું કહુ"

વાસન્તિ આનો કઇપણ ઉત્તર દીધા વિના વિચારમા પડી હોય એમ બેસી રહી મારી છાતી આકાંક્ષાથી ધડકવા લાગી

ત્યાર પછી તે ટટ્ટાર બેસીને બોલવા લાગી. "ના— ના, તેમ કદી બનશે નહિ મા બાપ, ભાઇભાંડુ સઘળાને હું તજી શકુ. સમાજને, સસારને હું તજી શકુ પરન્તુ જેને

હુ મનપ્રાણુ ચ્હાઉ છું તેને કદીપણુ તજી શકીશ નહિ. એવી છેતરપીડી મને આવડતી નથી તેની સાથે હુ ઉઘાડે છોગે રહીશ સુમન ! મને ચ્હાય છે શુ ચહાવામાં કાંઈ અપરાધ છે ? ના, મારાથી એવું નહિ થાય શુ દોષે હુ તેનો ત્યાગ કરૂ ? વળી હુ કેટલા દિવસ જીવવાની છુ ? જીવનના બાકીના દિવસો હુ હવે આનદમાજ ગુજારીશ. મોટા શેઠની મદદ મારે જોઇતી નથી. અરે, તે ડોસાને જોઇને હુ પણુ જાણે એસી વર્ષની ડોસી બની જાઉ છુ ”

આનદ અને કૃતજ્ઞાતાથી હુ એટલો બધો અભિભૂત બની ગયો કે એકદમ દોડી જઇને મે વાસન્તિના બન્ને હાથ દાબીને રડી દીધું

“ વાસન્તિ ! હુ તારો સઘળો ખર્ચ પૂર્ણ કરીશ. તું કોઈપણુ જાતની ચિંતા કરીશ નહિ ” મે કહ્યુ

તે પોતાના બન્ને બાહુ મારા ખભા પર મૂકીને બોલી, “હુ તમને એટલા બધા ચ્હાઉ છુ કે આ પહેલા હુ જાણુતી નહતી કે માણુસ માણુસને આટલી હદ સૂધી ચ્હાઈ શકે. ”

તેની બન્ને આખમાથી અશ્રુધારા અસ્ખલિત વહી જતી હતી આસુ લુછીને તે અભિમાનથી ચદ્રભાગા પ્રત્યે બોલી. “ તું મોટા શેઠને સઘળુ જણુાવીને કહી આવકે અમે સારી પેઠે છીએ અને તેમના તરફની કોઇપણુ જાતની આશા રાખતાં નથી. ”

ત્યાર પછી મોટા શેઠ તરફથી પણ ખબર આવી નહિ મેં પણ તૃપ્તિનો નિશ્વાસ મૂકયો તેથી વાસન્તિને હુ વધારેને વધારે પાસે ખેચતો ગયો અમારી અદરના સઘળા વાધાઓ આપોઆપ પતી ગયા

અમે બન્નેજણાં આનદમાં એવા મત્ત બની ગયા હતા કે બે માસ સૂધી બગલો છોડીને અમે કોઇપણ ઠેકાણે ગયાજ નહિ એટલુજ નહિ પરતુ હુ મુંબઇ સરખોએ ગયો નહિ. અમારા બન્ને જણાની અદર, અમે કોણ જાણે શું એ જોયું હતું કે જેથી બે જણાની અદર બીજુ કાઈ મેળવવાની અમને અકાક્ષા સરખી ન હતી

" અરે વ્હાલી ! આવા વળગી વળગી આપણુ સદા;
રહીએ ભેટેલાં, નવ કદી પડીએજ અળગાં "

કુસુમમાળા

આખો દિવસ અમે એક બીજાની પાસે બેસી રહેતા અમે અદર અદર એવી વાતો કરતા કે જેનું સ્થળ અને ઠેકાણુ હોય નહિ બગલાના બગિચામાં, કુજની ઘટામા, મેંદિની ભુલભુલામણીમા દોડાદોડી કરીને અમે અમારો સમય અનુરાગના આનદથી વ્યતિત કરવા લાગ્યા. તે સમયે વસતઋતુ બેઠી હતી તેણે અજશ્રઆનદ વર્ષાવી દીધો હતો ચોતરફ પ્રકૃતિની હાસ્ય લહેરીની સાથે અમારા હૃદય પણ તાલ દઇને નાચવા લાગ્યાં. આ સમયે તે કોઇકોઈ વખત

મારી ભેટ આપેલી નોટેશનની ચોપડી લઈને ગાતી અને વગાડતી હતી

મોટા શેઠે એ પછી બે ત્રણ પત્રો લખ્યા હતા પત્રો ઉપરના અક્ષરો જોઇને તે ઓળખી કહાડતી હતી કે આ પત્ર કોનો છે ? તે છતાં પણ તે પોતે પત્ર નહિ વાચતાં મારા હાથમાં મૂકતી હતી. પત્ર વાચીને કોઈકોઇ વખત મારી આંખોમાં અશ્રુ ભરાઈ આવતાં મોટા શેઠે એવા વિચારથી ખર્ચ આપવાનું બધ કર્યું હતું કે વાસન્તિ પૈસાની તગીમા આવી પડશે એટલે મને નમતી આવશે પરતુ તેમણે જ્યારે જોયું કે વાસન્તિએ તેમના ધારવા મુજબ કંઈ કર્યું નથી ત્યારે તે પોતે નરમ બની ગયા અને વાસન્તિની સરત પ્રમાણે ચાલવાને રાજી થયા

મોટા શેઠે પત્રમાં શુ લખ્યું છે તે હું વાસન્તિને કહેતો ન હતો, પરતુ પત્ર વાચીને હું ફાડી નાખતો મોટા શેઠના પૈસા ઉપર અમારો શુ હક્ક છે કે વાસન્તિ તેમની પાસે હાથ ધરવા જાય ? વળી એ શિવાય મને એક બીજો ભય હતો વાસન્તિ પોતાના મનમા એમ નહિ ધારે કે હું તેનો ખર્ચ નિભાવવાને હમણા અશક્ત છુ તો ભવિષ્યનો વિશ્વાસ શું ?

મોટા શેઠ પોતાના પત્રોનો કઇ પણ જવાબ નહિ મળવાથી અતે લખતા અટક્યા



## ૧૩

## અપૂર્વ સ્વાર્થ ત્યાગ.

હવસ હય દીલકો મેરે અય ખુદા મદીને કી,
ઝમીન બેહરે મોહંમદ દીખા મદીનેકી
ફીરાકમે ચમને દીલ ખીઝાં રસીદા હય,
ઈધરભી આએ ઈલાહી હવા મદીનેકી.
નીસાર હોતી હય જીસપર બહાર ખુલ્દે બરી,
બહાર પર હય કુચ્છ અયસી ફીઝા મદીનેકી
કહીં વો ઉડતી હુઈ આએ મેરી આંખોમે,
જો ખાકે પાક ઉડાએ હવા મદીને કી
નહિ હય ખ્વાહીશે, સૂએ ઉફ્સે ખુલ્દે બરીં,
ઈલાહી શકલ દીખાદે ઝરા મદીનેંકી
સફર નસીબહો મુઝકે અરબકા હીદસે ફીર,
હય આરઝુ મુજે બેઈન્તીહા મદીને કી
કરમ યે આંખપે કર અય તસવ્વુરે તયબા,
મેરી નીગાહ મે સુરત જમ્મા મદીને કી
ઈસી ચમનમેં રહું શીકલે બુલબુલે ખદા,
મુજે હો સેર મયસ્સર ખુદા મદીને કી.
બહીશ્તકે જો હે વાસી ઉન્હે યે કહે ઈખલાસ,
બાહાર દેખીએ જાકર ઝરા મદીને કી.

ગૌહર


અહો! કેટલા જલ્દીથી હમારા દિવસો પસાર થઈ ગયા! How rapidly flies the time when we wish it to linger, and how slowly

does it pass away when each hour conducts as nearer to some long antici pated happiness!

દુનિયામા એક વાસન્તિ શિવાય બીજી બધી વસ્તુઓ બીનજરૂરની અને અપ્રિય જણાય છે આવો પર પરા થતો વિચાર—એ વિચારની અબાધગતિ એજ જીવન—એજ જીવનનું કાર્ય પ્રેમની પવિત્ર શિખા પ્રજ્વલિત રાખવી

આવું સુખ, આવુ હાસ્ય અને આવા સુમધુર સ ગિતની અ દર પણ કોઈકોઇ વખતે વાસન્તિની આખમા આસુ જોવામા આવતા હતા એક દિવસ મે હઠ કરીને એનું કારણ પૂછ્યું. તે ધીમા પણ શાન્ત સ્વરે તે વેળાએ જે શબ્દો બોલી હતી તે શબ્દોના ભણકારા હજી પણ મારે કાને સ ભળાય છે તે બોલી "પ્રિય! આપણો આ પ્રેમ ક્ષણિકનો મોહ નથી તે તમે જાણો છો અને હુ એ જાણું છુ તમે મને એટલા બધા વ્હાલ છો કે મારૂ ભૂતકાળનું જીવન જાણે તમે જાણતા નથી તેથી કોઈકોઈ વખતે મને ભય થાય છે કે એક દિવસ તમને મારા ગતજીવનની બિભિત્સા એવું દુ ખ દેશે કે તમે મને છોડીને ચાલ્યા જશો પણ પ્રિયતમ! આપ મને કહો કે હુ તને છોડીને નહિ ચાલ્યો જાઉં! મારા બન્ને હાથ પકડીને તે મારા મ્હોડા સામું એવી રીતે જોઈ રહી કે હુ કોઇપણ રીતે સ્થિર રહી શક્યો નહિ. તેના ઓષ્ટોષ્ઠ પર ચુબન કરીને બે હાથે

તેનું માથુ દાબીને હુ ઉત્તેજીત સ્વરે બોલ્યો. " હુ કદીપણ તને છોડીને ચાલ્યો જાઉ નહિ "

વળી એક દિવસ સાયકાળે અમે બગલાની અગાસીમા બેઠા હતાં છુટા પડેલા વાદળાંઓની અદરથી ચદ્રની કોઈ કોઇ વાર ઝાંખી થતી હતી રજનિકાન્તનું સહજસાજ અજવાળુ અગાશીમા પડતું હતું વાસન્તિ ઉદાસ ચિત્તે બોલી ' વ્હાલા ' ચાલો આપણે દૂર દેશમાં જતાં રહીએ, જ્યા આપણને કોઇ ઓળખે નહિ અને પીછાને નહિ મારૂ બધુ વેચવાથી જે કાઇ મળશે તેનાથી આપણો સારો નિર્વાહ થશે "

મે કહ્યુ " વ્હાલી ! એવી રીતે વેચીસાટીને જવાની જરૂર શી છે ? હા, તારી ઇચ્છા હોયતો આપણે આખા હિન્દુસ્તાનની મુસાફરીએ જઇએ. મારી પાસે જે છે તે બન્ને જણાને પુરતું છે "

તે બોલી " ના...ના, હું તમને બહુ પજવું છું "

કોઇ કોઇ વખત તે બહુ ઉદાસ દેખાતી હતી શાને માટે તે આવા ગભીર વિચારમા મગ્ન રહે છે ? મારા મનમા એમ થતું કે તે ભવિષ્યના વિચારમાં આવી રીતે વ્યાકુળ બની ગઈ છે મારા પ્રત્યે તેનો પ્રેમ દિવસે દિવસે પ્રગાઢ થતો જતો હતો, પરતુ તે શાની ચિંતામાં આવી

દુ.ખી થાય છે ? આયિક દુર્બળતા એનું ગૌણ કારણ હોવું જોઇએ,

ચન્દ્રભાગા હમણાની કોઇ કોઈ વાર આવતી હતી, પરંતુ તેના પત્રો તો ચાલુજ હતા વાસન્તિ પણ તેનો ઉત્તર વાળતી હતી પત્રમાં આ લોકો શું લખે છે તે મે કોઈ પણ દિવસ જાણ્યું નહિ સંદેહ જેવી વસ્તુને મે મારા હૃદયમા કદીપણ સ્થાન આપ્યું નહિ.

એક દિવસ વાસન્તિ ચન્દ્રભાગાને પત્ર લખતી હતી મે તેને પૂછયુ "કોને લખે છે ?"

તે બોલી "ચન્દ્રભાગાને તમારે આ પત્ર વાચવો છે ?"

હું હસીને બોલ્યો. "ના . ના, કંઈ જરૂર નથી " એટલું કહીને હું ફરવા નીકળી પડયો, પરંતુ મારા મનની અંદર કોણ જાણે કોણ બોલવા લાગ્યું કે પત્ર વાંચ્યો હોત તો સારૂ થાત, કારણ એથી વાસન્તિની ઉદાસીનુ કારણ જાણવામા આવત

વળી એક દિવસ ચન્દ્રભાગા આવીને વાસન્તિની ગાડી લઇને ચાલી ગઈ એથી વાસન્તિ ઘણી પ્રફુલ્લ દેખાઈ, પણ ગાડી પાછી આવી નહિ મે એનું કારણ પૂછયું તે બોલી "ગાડી રીપેર કરવા આપી છે "

ચન્દ્રભાગાને પુછતા તેણે પણ એજ જવાબ દીધો.

થોડા દિવસ ઠીક ગયા વાસન્તિની પ્રફુલ્લતા જાણે ઓછી થવા લાગી ફરી ચન્દ્રભાગા જે દિવસે આવી તે દિવસે વાસન્તિની કીંમતી શાલ, રેશમી અને ફુલેવારની સાડીઓ, મખમલ અને જરીના પોલકા વીગેરે લુગડા રફુગરની દુકાને ગયા વળી તેજ રાત્રે કાચ જડેલી બારી-માથી વાસન્તિના દિવાનખાનામાં મે સતાઇને જોયું તો ત્યાં સોનાના કડા, મોતીની બગડીઓ, હીરા અને નીલ-મની મુદ્રાઓ એક પછી એક હાથમા લઈ તપાસતો એક ઝવેરી મારા જોવામાં આવ્યો

વળી પાછુ મારૂ હૃદય સન્દિગ્ધ થઈ ગયું !

બીજે દિવસે પ્રભાતકાળે વાસન્તિ જ્યારે બાગમા ફરવા ગઈ ત્યારે સમય સાચવીને તેના ટેબલનું ખાનું ઉઘાડવાને માટે મે પ્રયત્ન કર્યો કારણ કે એમા તે પોતાના પત્રો મૂકતી હતી પરતુ મારો પ્રયત્ન વૃથા ગયો તેણે ટેબલનું ખાનું બરાબર બધ કર્યું હતું બીજા ખાનામા તે પોતાના અલકારો મૂકતી હતી તે ખાનું ઉઘાડુ હતું પણ તેમા કાઈ ન હતું

આનો ભેદ શુ છે તે હવે હું સમજ્યો ! એક જાતની નિરાશાથી મારૂ મન દમી ગયું વાસન્તિને પુછવાથી તે કદાચ ખરૂ નહિ કહે

પરતુ ખરી હકીકત જાણવાને માટે મારે મુંબઈ જવું

જોઇએ એવું મને લાગ્યું વાસન્તિને મે કહ્યું "વાસન્તિ ! મારે મુંબઈ જવાની જરૂર છે, કારણ આજે બે માસ થયા ઘરનો એકે પત્ર મને મળ્યો નથી. ઘરની ખબર પણ હું જાણતો નથી તેમ મારી ખબર તે લોકો પણ જાણતા નથી એકવાર કાગળ પત્ર છે કે નહિ તે જોઇ આવું "

તેની અનુમતિ લઈને હું મુંબઈ ગયો અને વ્હેલો વ્હેલો હું ચન્દ્રભાગાને ત્યા પહોચ્યો તેને પૂછ્યું. "વાસન્તિના બધા વસ્ત્રાલંકારો તથા ઝવેરાતો કયા ગયા?"

તે સંકોચ પામતી બોલી "ગીરો મૂકાયા છે"

"કોના હુકમથી ?"

"વાસન્તિના"

"તેના બધા પૈસાટકા ક્યા ગયા ?"

"દેવામા આપ્યા"

"હજુ કેટલુ દેવુ બાકી છે ?"

"ત્રીસેક હજારનુ હશે વાસન્તિના લ્હેણદારોને મોટા શેઠે ચોકખુ કહી દીધું છે કે હવે હું એક પાઈ પણ આપવાનો નથી એ ઉપરાત બધે વાત એવી પ્રસરી છે કે વાસન્તિ હમણા જેની પાસે છે તેની પાસે ફુટીબદામ પણ નથી. વાસન્તિ તમારી પાસેથી કઇ લેવા ઈચ્છતી નથી તેથી તે સઘળુ વેચી દે છે જુવો આ બધી તેની રસીદો." એટલું કહીને તેણે મને બધી રસીદો બતાવી

મે કહ્યુ "ચદ્રભાગા! હું તેનું બધું દેવુ વાળી આપીશ"

"કરજ કરીને?"

"હા, કરજ કરીને"

તે ગભીર સ્વરે બોલી "જુઓ સુમનભાઈ! તમે શું કરો છો તેનો એકવાર ખુબ વિચાર કરો તમે જાણો છો કે મનુષ્યનું જીવન કેવળ કવિત્વમય છે, પણ તેમ નથી પરતુ જેના પર તમે ઉભા છો તેને માટીની સાથે નિકટનો સબધ છે કરજ કરીને તમે વાસન્તિનુ દેવુ વાળવા ઇચ્છો છો તેમા તમને શું લાભ છે? તમે તેને ચ્હાઓ છો એટલા માટે? મૂર્ખ સ્રી જાતીને હું તમારા કરતા સારી રીતે ઓળખુ છું એને માટે તમને પાછળથી પશ્ચાતાપ કરવો પડશે. માટે હું કહું તેમ કરો. તમે પહેલાં જેમ વાસન્તિ પાસે જતા આવતા હતા તેમ જાઓ આવો તેમા તમનેએ લાભ છે અને તેને પણ લાભ છે શામાટે નાહકના દુખી થાઓ છો? દેશમાથી આવતા રૂપીઆ બધ થઇ જશે તો તમે તમારૂં પણ દેવુ વાળી શકશો નહિ તો પછી વાસન્તિના દેવાની વાત ક્યાં રહી? તમે ખસી જશો તો મોટા શેઠ પણ ખુશી થશે અને હરિકૃષ્ણદાસ અને કુજવિહારી પણ આવતા થશે. વળી હરિકૃષ્ણદાસ વાસન્તિનુ બધું દેવુ વાળવાને ખુશી છે. એમાં

તમને પણ લાભ છે કારણ હરિકૃષ્ણદાસ એવા બેવકુફ છે કે જેથી તમારા આનદમા કઇ વિઘ્ન આવવાનુ નથી તમે તમારા મનને એવી રીતે સમજાવો કે મે એક કુમારીકાની સાથે પ્રેમ બાધ્યો હતો, પરતુ બીજા માણુસની સાથે તેના લગ્ન થઇ ગયા આ વાત મે તમને પહેલાં પણ કહી હતી અને હમણા પણ કહું છું પહેલાં કહ્યુ હતુ ઉપદેશના હિસાબે અને હમણા કહું છુ પ્રયોજનની ખાતર ”

ચદ્રભાગાની વાત બધીજ ખરી હતી વળી પાછુ તેણે બોલવાનુ આરભ્યું “ જુવો, અમે પ્રીતિનુ માણસ ચ્હાયીએ છીએ, પણ અમે કોઇની સાથે પ્રેમમા પડવા ચ્હાતા નથી કારણ અમારે ભવિષ્યને માટે પૈસા એકઠા કરવાની જરૂર છે જો આ વયમા અમારૂ સઘળુ ચાલ્યું જાય તો પાછળ અમારી શી દશા થાય? ટુકામા કહું છુ

કે તમે વાસન્તિને મુંબઈ લઈ આવો. પાચ છ માસ સૂધી તમે તેની સાથે પૂરેપૂરો આનદ ભોગવ્યો છે તેથી તમારે એટલાથીજ સતોષ માનવો જોઇએ થોડા દિવસ આંખ આડા કાન કરો એટલે તેનુ દેવુ પતી જશે પછી ફાવે તેમ કરજો વાસન્તિ તો સમજતી નથી પણ તમે કેમ સમજતા નથી ? ”

ચન્દ્રભાગાનો ભાવ જોઇને મારા મનમા એમ થયું કે તે પોતાના બુદ્ધિ ચાતુર્યથી પોતેજ મુગ્ધ બની ગઇ છે મે તેની વાતને કઇ પણ વજન આપ્યું નહિ હુ દૃઢ સ્વરે બોલ્યો "ચન્દ્રભાગા! કેટલા દિવસમાં આ દેવું વાળવુ જોઇએ ?"

"બે માસની અન્દર"

"હું જરૂર વાળીશ"

ચન્દ્રભાગાના મ્હોડા પર અવિશ્વાસનું હાસ્ય પ્રકટી નીકળ્યું મે તેને ચેતવણી આપી કે તે વાસન્તિને એવુ ન જણાવે કે હું તેનુ દેવુ વાળવાની તજવીજમાં છુ

ત્યાર પછી દેશમાથી કાગળ પત્ર આવ્યા છે કે નહિ તે જોવાને માટે હું ઘેર ગયો

મકાને જઇને જોયું તો પિતાના ચાર પત્રો આવ્યા હતા પ્રથમ ત્રણ પત્રોમા જવાબ ન મળવાથી તેઓ ગભરાઈ ગયા હતા ચોથામા તેમણે લખ્યું હતું કે મને બધી ખબર પડી છે અને હું જલ્દીથી મુંબઈ આવુ છુ

મે તેમને લખી જણાવ્યુ કે હું દેવલાલી હવા ખાવા ગયો હતો તેથી તમને ઉત્તર આપી શકયો નથી. તેમને આવતા પહેલા ખબર આપવાનું લખ્યું ત્યાર પછી નોકરને વિલેપારલેનું ઠેકાણું આપીને કહ્યુ કે કોઈપણ પત્ર આવે તો મને ખબર કરે.

ગ્રાટરોડથી ઉપડતી લોકલમા હું વિલેપારલે આવ્યો. બગલામા પેસતા જ જોયું તો વાસન્તિ વ્યાકુળ વદને મારી રાહ જોઈ રહી હતી તેણે પૂછ્યું, "કેમ આટલી બધી વાર લાગી ?"

"કાગળ પત્રોના જવાબ લખતા વાર લાગી"

"તમે ચદ્રભાગાને મળ્યા હતા ?"

"ના" એટલુ બોલતા તો મારા ગળાનો સ્વર રૂધાઇ ગયો

બરાબર આજ સમયે ઈલાદાસી ઓરડામા આવી વાસન્તિ તેની સાથે બહાર નીકળી અને થોડીવાર પછી પાછી ફરીને એકદમ મારી પાસે બેસી ગઇ મે તેને ઘણી ઉત્તેજીત થયેલી જોઇ તે પોતાને શાત કરવાનો પ્રયત્ન કરતી હતી. થોડીવાર પછી તે મારા હાથ પોતાના હાથમા દાબીને બોલી, "તમે મારી પાસે કેમ જુઠું બોલ્યા ? તમે ચદ્રભાગાને ઘેર ન્હોતા ગયા ?"

"તને કોણે કહ્યું ?"

"ઇલાએ મે તેને તમારી પાછળ મોકલી હતી એકાએક આજ ચાર મહિને તમને મુંબઇ જતા જોઇને મારા મનમાં સંદેહ ઉપજ્યો. મે ધાર્યું કે તમે કોઈ સક- ટમાં આવી પડયા છો અથવા બીજી સ્ત્રીના મોહમાં

ફસાયા છો તેથી શું છે તે જાણવાને મે દાસીને મોકલી હતી. ”

મેં કહ્યું, “ વાસન્તિ ! તુ ખરેખર ગાડી છે હું કદાપી બીજી સ્ત્રીના પ્રેમમા પડુ નહિ પરતુ તું આટલા દિવસ સૂધી આ બધી વાત મારાથી કેમ છુપાવતી હતી ? તારી ગાડી આટલા દિવસ સૂધી કેમ રીપેર થઈ નહિં ? તારી શાલ, તારાં જરજવાહિર, કીંમતી લુગડા વીગેરે મરામત થઈને કેમ પાછા આવ્યા નહિ ? તે હું બધું સાંભળી આવ્યો છુ ”

વાસન્તિનું મ્હોડુ સુકાઇ ગયુ તે ક્ષીણ સ્વરે બોલી, “ તમે મારા ઉપર અસતુષ્ટ થયા છો ? ”

“ ના અસતુષ્ટ થયો નથી પણ દુખિ થયો છુ કારણ કે તે આ બધી વાત મને કહી નહિ તેમ મારી પાસે કંઈ માગ્યું નહિ ”

વાસન્તિ બોલી, “ જુઓ, તમારો અને મારો પ્રેમ સાધારણ સ્ત્રીપુરૂષોના પ્રેમ જેવો નથી જો હું તમારી પાસે પૈસાને માટે હાથ ધરૂં તો મનમાં એમ થાય કે હું પૈસાને માટે જ તમને ચ્હાઉ છું તમે મને ઘણા જ ચ્હાઓ છો એ હું જાણું છુ. પરતુ પ્રિયતમ ! તમે જાણુતા નથી કે મારા જેવી સ્ત્રીનું પ્રેમ-બધન કેટલું ભગુર છે. કોણ જાણે એવું પણ બને કે કોઇ કાળ કોઈ તમારા મનમાં

એવું આવે કે મેં તમને યુક્તિથી ફસાવ્યા છે. ગાડી, શાલ અને બીજા વૈભવની મને શી જરૂર છે ? હુ જ તમારા વૈભવની વિજળી અને તમે જ મારા સુખની સમ્પત્તિ. સઘળી વસ્તુઓ વેચી દેવાથી ખર્ચ તો ઓછો થશે ? જ્યાં સૂધી તમે મારી પાસે છો ત્યાં સૂધી તમારા શિવાય દુનિઆમાં મને બીજા કશાની જરૂર નથી. ગાડીઘોડા અને જરઝવેરાત ન હોય તો શું તમે મને ચ્હાશો નહિ ? ”

તે એવી આતરિકતાથી આ શબ્દો બોલી કે જેથી મારી આંખો પાણીથી ભરાઇ ગઈ મે તેના બન્ને હાથ મારા હાથમાં દાબીને કહ્યુ, “ જો વાસન્તિ ! તું મને ઘણી ચ્હાય છે તે હું જાણું છુ પણ હુ એવી ચાહના નથી ચ્હાતો કે જેથી તારૂ સર્વસ્વ જતું રહે ને તું રસ્તાની ભીખારણ થઇને ફરે ! વળી એક દિવસ તને એમ થાય કે હું તારી સાથે પ્રેમમા પડ્યો ન હોત તો તારી આવી દુર્દશા થાત નહિ. ના....ના, હુ એવી ગોઠવણ કરીશ કે જેથી તારૂ સઘળું આવી મળશે

પ્રેમના અભિમાનથી ઉત્તેજીત થઇ તે બોલી, “ ના.... ના, હુ તમારૂ કઈપણ :સાંભળવા ઇચ્છતી નથી. તમે એટલા બધા અભિમાની છો કે મારા પ્રેમનુ નિદર્શન પણ જોવાને ખુશી નથી. તમારી સાથે રહેવાથી હુ દુર્દશામાં પડી છું એ વાત મને કોઈપણ દિવસે સાંભળશે અને તેથી

મારા મનને દુ:ખ થશે એવુ જો તમે માનતા હો તો હવે મને ક્ષમા કરો તમે મને ક્યા સૂધી ઓળખો છો તે હવે મારા સમજવામા સારી રીતે આવ્યું તમારૂ કહેવું યથાર્થ છે મને રજા આપો !" એટલું કહીને તે જવાને માટે તૈયાર થઇ તેનો પાલવ પકડીને મે તેને અટકાવી તેના ચરણકમળમા પડી પ્રેમની કસોટીએ ચઢી ગયેલી નિર્મળ દિલની દારાને વિનવતા હુ બોલ્યો, "તને જેમા સારૂ લાગે તેમા મને પણ સારૂ લાગશે તુ સુખી તો હુ સુખી"

"ત્યારે હવે રજા ?" વાસન્તિએ પૂછ્યુ

હુ વ્યાકુળપણે ઉત્તેજીત કંઠે તેનો રસ્તો અટકાવીને ઉભો રહ્યો અને બોલ્યો, ના ના, હવે આપણા મિલનમા કોઈપણ જાતનો વાધો નથી"

તેની હંસ સરખી ડોક ઉંચી કરીને મારા મ્હોડા સામું જોઈ તે બોલી, "વાધો નથી ? કોણે કહ્યુ વાધો નથી ? તમે પોતેજ મોટા વાધા રૂપ છો તમે મને ચ્હાવ છો, મારા ઐશ્વર્યની સાથે—પણ મારે ઐશ્વર્યનુ શું પ્રયોજન છે ? મારૂ બધુ વેચાઇ જાય તો તેમા હરકત શું છે ? મારી ઇચ્છા એવી હતી કે આપણે બન્ને જણાં ગૃહસ્થની પેઠે રહીશુ પરતુ તમે તેમ થવા દીધું નહિ તમે મારા ઐશ્વર્યને માટે તમારૂ બધું લુટાવી દો તેમાં શું

ફાયદો છે ? વળી એમ કરવાથી કેટલા દિવસ ચાલશે ? તેના કરતા તમારી આવક ઉપર આધાર રાખીને આપણે કોઈપણ રીતે રહીએ તો તે શુ સારૂ નહિ કહેવાય ?"

આનો મારે શો ઉત્તર આપવો ? આનદથી, પ્રેમથી અને સભ્રમથી મારૂ અતર ભરપૂર થઈ ગયું મે વાસન્તિને ખેચીને છાતી સરગી ચાંપી, તેને ચુબન કરીને કહ્યું, "તુ કહીશ તેમ કરીશ મને ક્ષમા કર"

ત્યાર પછી અમે એક દિવસ મુંબઇ આવ્યા, અને એક નાનું ઘર જોઇ આવ્યો વાસન્તિ તે વખતે એકવાર પોતાના વસતવિહારમા જોવા ગઈ આ તકનો લાભ લઇને હુ મારા સૉલીસીટરની પાસે ગયો મે મારી માતાની જે સપત્તિ મેળવી હતી તેની આવક મહિને એક હજાર રૂપીઆની હતી એ હજાર રૂપીઆ મે વીલ કરીને વાસન્તિના નામ પર ચઢાવી દીધા તે સાથે મે સૉલીસીટરને ચેતવી રાખ્યો કે આ વાત પિતાને કાને જાય નહિ એ શિવાય આ વાત મે વાસન્તિને પણ કહી નહિ

ત્રણ ચાર દિવસ પછી ઘર ભાડે રાખ્યું વાસન્તિએ એક દલાલની સાથે એવી ગોઠવણ કરી કે તેની સઘળી માલમિલ્કત વેચીને તેમાથી તેનું દેવું આપવું દેવું વાળતાં જે વધે તેમાંથી વીસ હજાર રૂપીઆ વાસન્તિએ લેવા અને

ત્રીસ હજાર રૂપીઆ દલાલને આપવા આવા ભવિષ્યના વિચાર કરતાં એક અઠવાડિયું વીતિ ગયું

અઠવાડિયા પછી એક દિવસ અમે બન્ને ચ્હા પીવા બેઠાં હતાં, એટલામાં નોકરે આવીને ખબર કહી કે મારા પિતાજી આગળથી કોઇપણ જાતની ખબર આપ્યા વિના મુંબઈ આવી પહોંચ્યા છે, અને તે મને મળવા ઇચ્છે છે.

આ વાત સાંભળીને અમારા બન્નેના મનમાં એક અજાણ્યા ભયનો સચાર થયો અમે બન્ને જણાં એક બીજાના મ્હોડા તરફ નિઃસ્તબ્ધ પણે થોડીવાર જોઇ રહ્યાં ત્યાર પછી મે ઉઠીને વાસન્તિનો હાથ પકડતાં કહ્યુ, "પ્રિયે ! એમા ચિંતા કરવા જેવું કઇ નથી"

તે જડિત્ સ્વરે બોલી, "પ્રાણેશ ! જેમ બને તેમ વ્હેલા જઇને પાછા આવો. હુ તમારી વાટ જોઇને બેસી રહીશ."

મુંબઈ આવીને જોઉ છું તો મારા પિતા મારા વાંચન મદિરના ઓરડામાં એક ટેબલપર બેસીને કઇ લખતા હોય એમ જણાયું મને ઘરમાં પેસતો જોઇને તેમણે મારા તરફ એવી રીતે જોયું કે જેથી મારા મનને એમ થયું કે તેઓ કઈ ગભીર વાત કહેવા ચ્હાય છે જાણે કઇ પણ બન્યું નથી એવો ભાવ દેખાડીને મેં તેમને પ્રણામ કરતાં પૂછયું. "કેમ છો ?"

તેમણે કહ્યુ, "ઠીક છુ." તેમના સ્વરથી એવું સમજાયું નહિ કે તેમના અસ્વભાવિક ગાંભીર્યનો કંઇ અર્થ છે કે નહિ. તેમણે ધીરે ધીરે પત્ર પૂરો કરી નોકરને બોલાવીને ટપાલમાં નાખવાનું કહ્યુ. ત્યાર પછી મારો તરફ ખુરશી ફેરવીને તેઓ બોલ્યા, "તું મને ખરી વાત કહીશ કે ?"

મે કહ્યુ, "કોઈ પણ દિવસ હું તમારી પાસે જુઠુ બોલ્યો છુ ?"

"તું એક સ્રીની સાથે છે એ વાત ખરી ?"

"હા" સ કોચપણે મેં જવાબ આપ્યો

"તુ તેને બરાબર ઓળખે છે ?"

"આંખ અને દીલ બન્ને ઓળખે છે" મે વકીલાત કરી

'તેને માટે જ તું આ વખતે ઘેર ન આવ્યો કેમ ?"

"હા"

"ત્યારે તું તેને બહુ ચ્હાતો હોય એમ લાગે છે ?"

"હા જો તેમ ન હોત તો હુ તમારા પવિત્ર દર્શનથી કદીપણ વિમૂખ થાત નહિ એને માટે હુ ક્ષમા માગુ છું."

આવી સહજ રીતે, આવા સરળપણે હુ બધી વાત સ્વીકાર કરીશ એવું મારા પિતાની ધારણામાં પણ પહેલ વહેલું આવ્યુ ન હતું. મારી અકપટ વાણીથી તેઓ જાણે

અભિભૂત થઈ ગયા હોય એમ લાગ્યુ થોડીવાર મૌન રહ્યા પછી તેઓ બોલ્યા, " એક પિતા તરીકે હુ તને કોઇપણ રીતે તેની સાથે રહેવાની અનુમતિ આપી શકીશ નહિ એ ઉપરાત તું તેની સાથે રહે છે તેથી મારા કુટુબમા કલક લાગે છે "

શાન્ત પણ દૃઢ સ્વરે મે જવાબ આપ્યો, " મે એવો કોઇપણ અન્યાય કર્યો નથી કે જેથી આપણા કુળને કલક લાગે " ઉત્તેજનાથી માણુસના મનમા બળ આવે છે એ પ્રમાણે પુન મારા પિતાએ કહેવા માડયુ

" જો હુ જે કહુ છુ તેનો શાન્તિથી વિચાર કર આ તારી કલક–કથા આખા દેશમાં પ્રસરી ગઈ છે. હુ અમદાવાદમા રહુ છુ ત્યા પણ તારી કલક–કથા ચર્ચાય છે તું જે રીતે તારૂ જીવન ગુજારે છે તે રીત શુ ગ્રહસ્થ માણુસને યોગ્ય છે ? હુ તારો જન્મદાતા છુ હમેશા તારા કલ્યાણુની ઇચ્છા કરૂ છુ હુ પિતા થઇને તને પૂછુ છુ કે એક દિવસ જે સ્રી વિશ્વ ભોગ્યા હતી તે તારા સહવાસમાં પવિત્ર શીરીતે થઈ ? વિશ્વભોગ્યા સ્રીનો સ્વામી શુ મારો પવિત્ર વશજ થશે ? ના ... ના, તેમ નહિ થાય. સુમન ! તું તેની સાથેનો સબધ છોડી દે "

પિતાને કંઇપણ ઉત્તર નહિ દેતા હુ ઘરમા આમ તેમ આટા મારવા લાગ્યો. પિતા આગળ બોલવા લાગ્યા, " દુનિ-

આમા મનુષ્યનો મહત્ ઉદ્દેશ શુ કેવળ પતિતાના ઉદ્ધાર સાગરમા જ સમાયેલો છે? આવા ઉદ્ધારથી શુ ઉપકાર થશે? જ્યારે તારી વય વધારે થશે ત્યારે તારી અવસ્થા કેવી થશે તેનો તુ એકવાર વિચાર કરી જો હમણા જુવાની છે–દિવાની છે, તાજો ઉત્સાહ છે એટલે હમણાની વાત જુદી છે ભવિષ્યના તરફ નજર કર તે વખતે આવી છોકરવાદીને માટે તને પશ્ચાતાપ થશે ભૂલી જા સુમન! બધુ ભૂલી જા એ પતિતાનો ત્યાગ કર તારા પિતાનુ વચન માન્ય કર ”

મે વિનય પુરસ્સર જવાબ દીધો, “ પિતાશ્રી ! મારાથી તેનો ત્યાગ નહિ થાય મને માફ કરો હુ તેને માટે એવો કઈ ખર્ચ કરતો નથી કે જે મારી આવક કરતા વધારે હોય. હુ હજુ ઋણગ્રસ્ત થયો નથી.”

પિતા ખુરશી ઉપરથી ઉભા થતા બોલ્યા, “ તારી સદ્ગત્ માતુશ્રીનુ પવિત્ર નામ સ્મરણ કરીને તુ એ પતિ-તાનો ત્યાગ કર તુ મનમા શુ એમ ધારે છે કે એને ભૂલી જવી તારે માટે અસભવિત છે? પરતુ વાસ્તવિક રીતે જોતા તે ઘણુ સભવિત છે તમે તમારા પ્રેમને બહુ વધારીને જુઓ છો પરતુ તમારી વય થશે એટલે તમારા પ્રેમની શી દશા થાય છે તે જો જો તારા મગજમા કેટલાએક અદભૂત વિચારો ભરાઇ ગયા છે અને

તે તારૂં સર્વ નાશ કરવા બેઠા છે. જા, થોડા દિવસ તારી બ્હેનની પાસે રહી આવ પવિત્રતાની સાથે રહેવાથી તારી આ ગાંડાઈ જતી રહેશે ત્યારપછી તુ જોઈશ કે તારી પ્રેમિકા આ અવસરનો લાભ લઈને બીજાના પ્રેમમાં પડી છે વળી તે સ્ત્રી કેવા ચરિત્રની છે તે હુ સારી રીતે જાણું છું. એટલુંજ નહિં કિં બહુના તારી માની સઘળી સમ્પત્તિ તેણે હસ્તગત કરી લીધી છે તારી માએ તને જે સપત્તિ સોંપી હતી તે શું આવી રીતે નષ્ટ કરવાને સોપી હતી ? ”

પિતાને વચ્ચે અટકાવી હુ બોલ્યોઃ “ પિતાશ્રી ! તમે એક મોટી ભૂલ કરો છો. મે તેને કઈ આપ્યું નથી, પરતુ તેણે મારે માટે પોતાનું સર્વસ્વ ખેદાન-મેદાન કરી દીધું છે તમે તેને ઓળખતા નથી. તે કેવા નિ સ્વાર્થ ભાવથી મને ચ્હાય છે તે તમે સમજતા નથી, તે મારા દાનની વાત કઈપિણ જાણતી નથી. ”

“ ત્યારે તે એને શામાટે આપ્યું ? ”

“ તેણે મારા માટે સર્વસ્વ તજ્યું છે ”

“ ત્યારે તું તેના ત્યાગથી મુગ્ધ બની ગયો હોઇશ ?

“ હા, મેં દુઢ ઉત્તર વાળ્યો. ”

“ ઠીક, તને આ પહેલા અનુરોધ કર્યો હતો, પણ હવે આજ્ઞા કરૂં છુ કે તારે એ સ્ત્રીનો ત્યાગ કરીને મારી સાથે આવવું જ પડશે. ”

હુ દઢ સ્વરે બોલ્યો. " ક્ષમા કરો પિતાશ્રી ! મારાથી તેમ નહિ થાય આપની આ આજ્ઞાથી હુ સપૂર્ણ નારાજ થયો છુ. હવે હુ લાયક ઉમરનો થયો છુ એટલે મારે સ્વાધિનતા જોઇએ જ "

" તારે કયી વાતનું સુખ નથી ? ઘર છે બાર છે પૈસા છે, જ્ઞાન છે, શું નથી ? "

મારા અડગ શબ્દો સાંભળીને પિતા ઉદાસ બની ગયા ! તેમણે ખિદમતદારને બોલાવીને કહ્યુ " ચાલ મારૂં બેડિંગ ગાડીમાં મૂકી આવ મારે અહિ રહેવું નથી. "

પિતા તરફ જોઇને હુ બોલ્યો " પિતાશ્રી ! હુ આપની પાસે એટલું માગી લઉ છું કે તમારે અહિં એવું કોઇપણ કામ કરવું નહિ કે જેથી વાસન્તિના મનમાં દુખ થાય. " એટલું બોલતાં હુ કપી ઉઠયો

પિતા નિરૂત્તર રહ્યા કેવળ ઉભા રહીને તેમણે મારા મ્હોંડા તરફ જોયું. તેમા કેવળ ધિક્કાર અને તિરસ્કારનો ભાવ પ્રકટી નીકળ્યો. તેઓ જાણે એમ કહેવા માગતા હોય કે " તારૂં મગજ ખસી ગયું છે " ત્યાર પછી તેઓ જોરથી બારણું બંધ કરીને ચાલ્યા ગયા હુ તેજ પળે વિલેપારલે ચાલ્યો ગયો.

વાસન્તિ મારી વાટ જોઇને છજામાં બેઠી હતી હુ બંગલામાં પેઠો કે તરત તે મને આલિંગન આપી બોલી:

" અહો આટલી બધી વાર કેમ લાગી ? " ત્યાર પછી વળી તે મારા મ્હોડા તરફ જોઇને બોલી "તમારૂ મ્હોડુ કેમ ઉતરી ગયુ છે ? "

મે તેને સઘળી વાત કહી

મારી વાત સાભળીને તે ગંભીર બની ગઈ મારો હાથ પકડીને તે કરૂણ સ્વરે બોલી "પ્રિયતમ ! મારે માટે તમને આટલું બધુ દુ ખ ? જાઓ, તમે તમારા પિતાની સાથે જાઓ મારે માટે તમે દુ ખ સહન કરો એ ઠીક નહિ મારા ભાગ્યમા જે હશે તે થશે મે ધાર્યું હતું કે બન્ને જણ સુખમા રહીશુ પણ તે ઈશ્વરને ગમ્યુ નહિ હશે, એ પણ ઠીક થયું નહિ તો તમે પણ એક દિવસ તમારા પિતાની વાત સાભળીને મને તજીને ચાલ્યા જાત તેઓ મારે માટે તમને કઈ કઇ ભેરવત અને તે તમે ખરૂ માનત "

મેં જોયું તો તેની આખોમા આસુ ભરાઇ આવ્યા હતા તેનાથી વધારે બોલાયુ નહિ તેની છાતી ભરાઈ આવી તે મને ઘડી ઘડી વિનવીને પિતાની સાથે કઇ સમજુતી કરવાનું કહેવા લાગી, કારણ ? તેમ થાય નહિ તો ચોવીસ કલાક આવી અશાન્તિમા તેનાથી રહેવાય તેમ નહતું

તેના કહેવા પરથી હુ બીજે દિવસે મુંબઇ ગયો.

જ્યા શોધ કરવા જેવી હતી ત્યા શોધ કરી, પણ પિતાનો મેળાપ થયો નહિ સાયંકાળે હુ પાછો વિલેપારલે આવ્યો આજ વાસન્તિને મારી વાટ જોતી જોવામા આવી નહિ બગલામાં પેસીને જોયુ તો તે એક સોફા પર પડી પડી વિચાર કરતી હતી તે વિચારમા એટલી બધી મશ્ગુલ બની ગઇ હતી કે મારા પગરવથી પણ તેને ભાન થયુ નહિ ધીરે ધીરે જઈને પાછળથી ઝુકી પડીને મે તેના કપાળપર ચુબન કર્યું એટલે તે ચમકીને મારા તરફ જોઈ બોલી: " કોણ તમે? મને તો ખરેખરી બીક લાગી કેમ પિતાનો મેળાપ થયો ? "

મે કહ્યુ " ના "

" ત્યારે કાલે પાછા જજો આવી રીતે તમે જશો તો તમારા પિતા એમ ધારશે કે તમે તેમને મળવાને માટે ઘણા આતુર છો માટે કાલે જરૂર જજો "

" એટલી બધી ઉતાવળ શી છે? એક દિવસ રહીને જાઉ તો નહિ ચાલે ? "

મારા આ પ્રશ્નથી તે કઇ વિચલિત બની ગઇ તેણે ફરી કાલે જવાનો મને અનુરોધ કર્યો

આખી રાત જોયુ તો તે ઉધી નહિ તે અસભવિત રીતે ઉદાસ દેખાતી હતી–ઘડી ઘડી દીર્ઘનિશ્વાસ નાખતી હતી. આમ તેમ પાસા ઘસીને તેણે રાત કહાડી.

મે ઘણીવાર તેને શાન્તવના દીધી. પરતુ તેથી કઇ તેનું મન શાન્ત થયું નહિ.

બીજે દિવસે પાછો હું પિતાને મળવા મુંબઈ ગયો. પિતા મળ્યા નહિ, પણ એક પત્ર લખીને મૂકી ગયા હતા. તેમાં મને ચાર વાગતાં સુધી વાટ જોવાનું તેમણે લખ્યું હતું ચાર વાગતા સુધી તેમની વાટ જોઇ પરતુ તેઓ આવ્યા નહિ. શું કરૂં ? છેવટે પાછો ફર્યો !

આજ વાસન્તિ મને વધારે ઉત્તેજીત થયેલી જણાઇ તેના શરિરમાં થોડો ઘણો તાવ પણ જણાયો તે મારી છાતીમાં મ્હોડુ ઢાકીને ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી પિતાનો પત્ર જોઈને તેને વધારે રડવું આવ્યું. જો વધારે વખત એવી રીતે જશે તો તેને આંકડી ( ફીટ ) આવશે એવી બ્હીકથી હુ તેને ધીરજ દેવા લાગ્યો તે જ્યારે થોડી ઘણી શાન્ત થઈ ત્યારે મે ધીરે રહીને ઇલાને પૂછ્યું કે કાલે મારી ગેરહાજરીમા અહિ કોઇ આવ્યુ હતું ? ઇલાએ કહ્યુ કે હું કંઇ જાણુતી નથી, પરતુ મારા મનમા એવો સદેહ થવા લાગ્યો કે માન–નમાન પણ કાલે અહિંયાં એવો બનાવ બન્યો હોવો જોઈએ કે જેથી વાસન્તિ આવી અસ્થિર બની ગઇ છે, અને એ ઉપરાત તે બનાવને વાસન્તિ મારાથી ગુપ્ત રાખવા ઇચ્છે છે.

બપોરે બિછાનામાં સુતી સુતી વાસન્તિ મારી સાથે

વાતો કરવા લાગી. પરંતુ વાતને ઠેલીને તેનું રડવું બહાર આવતુ હોય એમ જણાતુ હતું. હું તેને ન્હાઉં છું કે નહિં એજ વાત તે ઘડી ઘડી મને પુછતી હતી, અચાનક તે મારી છાતી પર માથુ મૂકીને ઉંઘી ગઇ. પરંતુ ઉંઘમાં પણ ભયથી તે ઝબકીને જાગતી હતી. આવી ઉંઘ માણસને થકવી નાખે છે.

રાત્રિના અગિઆર વાગે તેની ઉંઘ ઉડી ગઈ તે અધિરાઈથી બોલી: " મુંબઈ ગયા હતા કે ? "

મે કહ્યુ. " ના, કાલ સવારે જઇશ. "

તે મને કોટે વળગીને બોલી: "જ્યા સુધી છો ત્યાં સુધી મારી પાસે રહો. કારણુ તમે જવા બેઠા છો તે જશો જ " તેની દૃષ્ટિ શૂન્ય જણાવા લાગી. તેની આવી સ્થિતિ આ પહેલાં મે કદી જોઇ ન હતી.

સવારે જતી વખતે હું બોલ્યો. " હું તને એકલી મૂકીને કેવી રીતે જાઉં ? તને આજે સારૂં નથી. "

તેણે કહ્યું. " મને ઘણું સારૂ છે મને કંઈ પણ દુ:ખ નથી. અન્તે તમારા પિતા મારા ઉપર દોષ મૂકશે. તમે બધું ઠીક કરીને ચાલ્યા આવો. એટલે આપણે સુખમાં રહીશું. "

આટલું કહીને તે બળાત્કારે પોતાને પ્રફુલ્લ જણાવવાનો પ્રયત્ન કરવા લાગી.

આજે રેલ્વે સ્ટેશન સૂધી વાસન્તિ મને વળાવા આવી

મુંબઈ જઇને પહેલા હું ચંદ્રભાગાને ઘેર ગયો ચદ્રભાગાને વાસન્તિની પાસે મોકલવાની મારી ઈચ્છા હતી, પણ ઘરમા પેસતાંજ તેણે મને પૂછયુ· "વાસન્તિ કેમ આવી નહિ ?"

મે કહ્યુ "શું તે અહિં આવવાની હતી ?"

"તેણે આવવુજ જોઇએ" એટલુ કહેતામા ચદ્ર-ભાગા ખસીયાણી પડી ગઇ વાત ફેરવી નાખતા તે બોલી "તમે આવો અને તે કેમ ન આવે ? માટે તેને આવ-વુજ જોઇએ"

અસ્વભાવિક સ્વરે હું બોલ્યો "ના, તે આવી શકે એમ નથી" એટલુ કહીને મે તેની સામું જોયું પણ તેણે તરત નીચુ જોયુ

મે તેને વાસન્તિની પાસે જવાને કહ્યુ પરતુ તેણે જરૂરનુ કામ છે એમ જણાવી ના પાડી હવે અહિં વધારે વાર થોભવાની જરૂર નથી એમ સમજી હુ પિતાને મળવા ગયો

આજે પિતાને ઘણાજ સ્નેહ પ્રવિણ જોયા તેઓ બોલ્યા "તારે માટે લોકો જેટલુ કહેતા હતા તેટલુ મારા જોવામા આવ્યું નથી મે તપાસ કરીને બધુ જાણ્યું છે

આનંદથી મારૂં મન નાચી ઉઠયું

પિતા બોલવા લાગ્યા "દરેકને પોતાના મનગમતા પાત્ર અથવા પાત્રિની સાથે લગ્ન કરવાં ઉચિત છે તેથી તારા વાસન્તિની સાથે લગ્ન થાય તો ઠીક"

ત્યાર પછી પિતા કાંઇ બોલ્યા નહિ પિતાના આ પરિવર્તનની વાત વાસન્તિને જણાવવાને માટે હું અધીરો બની ગયો તે વેળાની મારી અવસ્થા એવી હતી કે જો અહિંથી હું વ્હેલો વ્હેલો ઉઠુ તો જીવથી બચું. મારી અવસ્થા જોઇને પિતા બોલ્યાઃ "તું વાસન્તિને મનસા વાચા કર્મણાથી ચાહે છે ?"

મારા ચ્હેરાપર આનંદહાસ્ય પ્રકટી નીકળતાં હું બોલ્યો 'હા, પિતા હું તેને ગાડાની પેઠે ચ્હાઉં છું"

તેમણે કહ્યુ "ઠીક, ત્યારે આજે જા કાલે પાછો આવજે"

ઓહો, જો મને પાખો હોત તો... ...

## ૧૪

### પ્રેમ કે પ્રપંચ?

" A thirst of vengance is one of the elementary passions belonging to that frail being which we call man, and that a slighted love can tutor the best of hearts to conceive and nurse the most vindictive feelings. would but the pride of Man and the tail of the snake is trodden upon, the effects of that rash deed recoil with tinfold fury upon the aggressor ! !"

A W M
**Reynolds**

હું વહેલો વહેલો ચર્નિરોડ સ્ટેશનપર આવી ટ્રેનમાં બેઠો. આજે જાણે ટ્રેન ઉપડવાને ઇચ્છતી ન હોય એમ મને લાગ્યુ

સન્ધ્યાના ઝાંખા પ્રકાશમાં જ્યારે હું બંગલે પહોંચ્યો ત્યારે સઘળુ નિ.સ્તબ્ધ હતુ—બંગલામાં એક પણ દીપક ન હતો ઘણીવાર સુધી દરવાજો ઠોકયો ત્યારે બાગવાને આવીને દરવાજો ઉઘાડયો

એકદમ હું વાસન્તિના ઓરડામાં ગયો. પરંતુ વાસન્તિ ન હતી. મેં ઇલા દાસીને પૂછ્યુ ત્યારે ઇલાએ કહ્યું.

" તે મુંબઈ ગયાં છે. "

મુંબઈ ગઇ છે? કેમ! મારા ઉપર સદેહ આવ્યો તેથી? ના.... ના, તેમ હોય નહિ ત્યારે!

તેને એકલીને નહિ ગમ્યુ હશે તેથી તે ચદ્રભાગાની પાસે ગઈ હશે ચદ્રભાગાનું નામ સાભળતાની સાથે તેની વાત યાદ આવી–" તે નક્કી આવશે–તમે આવ્યાને તે નહિ?"—! ત્યારે તેની વાતમા કઈ ગુઢ અર્થ હતો ખરો આખા દિવસના બનાવ એક પછી એક આખો આગળ તરવા લાગ્યા વાસન્તિએ મને બળાત્કારે મુંબઈ મોકલ્યો હતો હુ જવાને તૈયાર થયો એટલે તેણે શાન્તમૂર્તિ ધારણ કરી, અને તે મારી સાથે પ્રપચ રમી? ત્યારે આખના આસુ, દીર્ઘનિશ્વાસ બધુ મિથ્યા? બધુ ખોટું?

એક એક કરીને ઘડીઆળમા એક વાગી ગયો છેલ્લી ટ્રેન ધબકારા મારતી ચાલી ગઈ ત્યારે શુ તે આજે નહિ આવે?

ના...ના, અમારી વચ્ચે જે ગોઠવણ થઈ છે તેથી તે આસ કરે નહિ

બનવાજોગ છે કે તેની કિમતી વસ્તુઓનો કોઇ ખરીદનાર નીકળ્યો હશે એનીજ ભાજગડમા તેને આટલી વાર લાગી હશે ચદ્રભાગા આટલા માટેજ તેના આગમનની રાહ જોઈ રહી હતી મને કહેવાથી કદાચ હુ—હા ના કહુ તેથીજ તેણે મારી પાસે આ વાત નહિ કહી હોય

ત્યારે વાસન્તિની આખમા આસુ કેમ ? હા સમજ્યો, મારા પર આટલો બધો પ્રેમ હોવા છતા, તેને પોતાનો વિલાસ વૈભવ આવી રીતે ત્યાગ કરવો પડયો છે તેથીજ તેને રડવું આવ્યું હશે !

એટલા માટેજ મારે તેને ક્ષમા કરવી જોઇએ તે પાછી આવશે એટલે હુ તેને ચુબનપર ચુબન કરીને ગભરાવી નાખીશ, અને કહીશ કે હુ બધુ જાણુ છુ

વૃથા આશા રાત બધી પૂરી થઈ, પણ તે આવી નહિ

વિચાર કરતાં કરતા માથુ ભમી ગયું રસ્તામા તેને કાંઈ અકસ્માત તો નહિ થયો હોય ? ઘરમાં આમતેમ આટા મારવા લાગ્યો અને ઘડીએ ઘડીએ ઘડીઆળ તરફ જોવા લાગ્યો

અચાનક ટેબલપર નજર ગઇ, ત્યાં નોટેશનની ચોપડી પડી હતી તેના પાના ફેરવતા ફેરવતા મને જણાયુ કે થોડાં પાનાં વાળેલાં જણાયા આંખમા અધારાં આવ્યા મારાથી કઈપણ જોવાયુ નહિ ચોપડી બધ કરીને વ્યાકુળચિત્તે વાસન્તિની આગમન પ્રતિક્ષા કરવા લાગ્યો છાતી કેવળ કાપતી હતી

આકાશપર વાદળાં ચઢી આવ્યા ઘડીઆળમા ટનટન

કરીને બે વાગ્યા અડધા કલાક સુધી રાહ જોઇને પછી નીકળી પડીશ. હવે રહેવાય તેમ નથી અડધો કલાક થતાં પહેલાં હુ બહાર નીકળી પડયો બગલાનો દરવાજો ઉઘાડતા બાગવાને મને ટોકયો "શેઠ કયા જાઓ છો? હમણા વરસાદ તૂટી પડશે"

મે કહ્યુ "મુંબઈ"

ત્યાર પછી તે કઇ બોલ્યો, પણ તેના તરફ ધ્યાન નહિ આપતા મે ચાલવા માડયું બાગવાનના મનમા શું હશે તે તેજ જાણે. મેં પ્રથમ ઉતાવળે ચાલવા માડયું પરતુ વધારે વખત ચલાયુ નહિ ઝરમર ઝરમર વરસાદ પડવા લાગ્યો પ્રસ્વેદથી હું તરબોળ થઇ ગયો. ધાઢ અધકારથી વૃક્ષો પ્રચડ દૈત્યનીપેઠે જણાવા લાગ્યા મને આવા વરસાદમા અભિસારની પેઠે બારણે નીકળેલો જોઇને સલિલ જાણે હતાશ થઇને રડતો હોય એમ લાગ્યુ રસ્તામા એક બળદગાડી કઇક ભાર લઈને જતી જણાઇ તેની પાછળ પાછળ મેં જવા માંડયુ.

શહેરનો પ્રકાશ આખપર પડતાની સાથે જાણે મારી શક્તિ વધી ગઈ હોય એમ જણાયું

જયારે ગિરગામ બેકરોડ પહોચ્યો ત્યારે રવિના પ્રકાશથી બધુ ભુવન ભરપૂર થઈ ગયુ હતુ

દરવાજો ઉઘાડોજ હતો. લાંબે પગલે ઉપર ચઢીગયો દરવાનને કઇ પુછવાનું ઠીક લાગ્યું નહિ મારા ઉદ્વેગની અદર પણ તે વખતે આશા હતી.

ઘરમા પેસીને બે હાથે રેશમી ઝાલરવાળો પડદો ખસેડી નાખ્યો . નથી નથી . . પથારી શૂન્ય છે દરેક ઓરડામા મે તેને ખોળી પણ તે નથી—કોઇ ઠેકાણે નથી તેના બધા ઓરડાઓ જાણે એકી સ્વરે મને કહેવા લાગ્યા "નથી—નથી"

હવે દરવાનને પૂછ્યુ તેણેકહ્યુ "બાઈ દિવસના આવ્યા હતા ત્યાર પછી ગાડી ભાડે કરીને તે અને ચદ્રભાગા કયા ગયા છે તે હુ જાણતો નથી"

હું વ્હેલો વ્હેલો ટ્રામમાં બેસી ચદ્રભાગાને ઘેર ગયો દાસી બોલી "ક્યાં જાઓ છો ? બાઇ ઘરમા નથી."

"લવલી ! તું બરાબર જાણે છે ?"

"હા બરાબર જાણુ છુ તેમનો ગઈકાલનો આ કાગળ આવ્યો છે પણ મારાથી હજુ બાઇને અપાયો નથી" એમ કહીને તેણે મારી સામે તે કાગળ ધર્યો. પત્રપર લખ્યું હતું "ચદ્રભાગા,—સુમન મહેતાને આપવા માટે"

આતો મારાપરનો પત્ર છે પત્ર લઇને હુ રસ્તાપર આવ્યો પત્ર ઉપરની સીલ વ્હેલી વ્હેલી તોડીને જોઉ છુ તો આ પ્રમાણે લખ્યું હતું

"જ્યારે આ પત્ર તમારા હાથમા આવશે ત્યારે હું અન્યની રક્ષિતા થયેલી હોઇશ આ ઉપરથી તમે સમજી શકશો કે આપણો બધો સબધ તૂટી ગયો છે—ચ બેલીના કુસુમની વાસ ...ન ત ઈ...વહી ગઈ છે જાઓ, મિત્ર, પાછા જાઓ તમારા પિતાની પાસે ચાલ્યા જાઓ તમારી નિષ્પાપ ભગિનીની પાસે ચાલ્યા જાઓ તેમના સસર્ગથી તમે બધુ ભૂલી જશો મારી વાત પણ તમારા સ્મૃતિપટ-પરથી ભુસાઇ જશે તમે મને જે આનદ આપ્યો હતો તે આનદ આવો ક્ષણ-સ્થાયી હતો"

મારા માથાપર જાણે વિજળી પડી ન હોય ? તેમ મારા હૃદયમા હજારો નિરાશા વચ્ચે દરાન કરીને છુપાવી રાખેલી અનેરી આશા ચૂર્ણવિચૂર્ણ થઇ ગઈ! માથુ ભમવા લાગ્યું આખમા અધારા આવ્યા એક ઘરની દિવાલ પકડીને હુ ઉભો રહ્યો

ઘણીવાર પછી જ્યારે મને ભાન આવ્યું ત્યારે જોઉ છુ તો પૃથ્વિ જેમ ચાલે છે તેમ ચાલે છે-કેવળ મારા અતરમાજ અધકાર છવરાઈ રહ્યો હતો

એકદમ હુ પિતાની પાસે ગયો તે વખતે તેઓ વાચતા હતા તેમનો ભાવ જોઇને હુ સમજી ગયો કે તેઓ મારીજ વાટ જોઇને બેઠા હતા

તેમને જોઇને મારૂ રડવું આખના આસુમા ફેરવાઇ ગયું વાસન્તિનો પત્ર તેમના પર ફેકીને હુ રડવા લાગ્યો

સમય કેટલો હતો તે જાણવામા આવ્યું નહિ, પરતુ આ પત્ર વાસન્તિનોજ છે એવું હુ માનવાને હજુ સુધી તૈયાર ન હતો કોઇપણ જાતનો વિચાર કરવાને અથવા કોઇ કામ આરભવાને માટે જાણે મારી શક્તિ હરાઇ ગઇ હોય એમ મને લાગ્યુ

મારી આવી સ્થિતિ જોઇને પિતાનો ઉદ્દેશ પાર પડયો. સાયકાળના સમયે મે જોયુ તો હુ ટ્રેનમા બેઠેલો જણાયો કેમ કરીને હુ ટ્રેનમા બેઠો તે સમજાયુ નહિ જ્યારે સજ્ઞા આવી ત્યારે હુ મારી આખોમાના આસુ ખાળી શકયો નહિ

પિતાએ તો મને એક શાન્ત્વનાનું વાકય પણ કહ્યુ નહિ તેમણે મને મન મૂકીને રડવાજ દીધો કેવળ કોઇકોઇવાર માથાપર હાથ ફેરવીને જાણે મને એમ જણાવવા લાગ્યા કે મને સમવેદના જણાવવાને માટે એક માણસ છે

રાત્રે ટ્રેનમા ઉઘ આવી નહિ નિંદ્રાના જોરથી હુ ચમકવા લાગ્યો

ઘેર આવ્યો અને બ્હેનને મળ્યો. પરતુ મારા હ્રદયની ક્ષુધાની, મારા હ્રદયના હાહાકારની તૃપ્તિ થઇ નહિ

આનંદને વિશ્રામની વેળા સરી ગઇ,
હુ આજથી સમજીશ કે શાન્તિ મરી ગઈ

મારૂ મન શાત કરવાને માટે પિતાએ ઘણા ઉપાયો લીધા પરતુ મારૂ મન કોઈ રીતે શાન્ત થયુ નહિ મારી બહેન આમાનું કાઈ જાણતી ન હતી તે મને ઉદ્વિગ્ન જોઇને વિચારમા પડી ગઈ તેનો સદાનો હસ્તો ભાઈ આવો રડમસ કેમ બની ગયો છે તેનો વિચાર કરવા લાગી.

આવી રીતે એક મહીનો વીતી ગયો વાસન્તિને મળવાને માટે મારૂ મન અધીરૂ બની ગયુ એક દિવસ પિતાને કહ્યુ કે મારે જરૂરનું કામ છે તેથી મુબઇ જવું પડશે પિતા બધુ સમજી ગયા પરતુ મારા મનની અવસ્થા જોઇને કઈ બોલ્યા નહિ કેવળ જતી વખતે તેમણે અશ્રુસજળ-કંઠે મને વ્હેલા પાછા ફરવાનું કહ્યુ

અમદાવાદથી ઉપડતી ફાસ્ટમા બેસી હુ ઝટપટ ગ્રાન્ડરોડ ઉતર્યો મુંબઈ આવ્યા પછી શુ કરવુ તેની સમજ પડી નહિ ઘેરજઇ થોડીવાર સુઈ રહ્યો ત્યારપછી ચાર વાગે ચૉપાટીપર ફરવા ગયો ત્યા હજારો અને કરોડો લોકોની ગાડી ઘોડા અને ભૂમરાણથી મને કઇ ચેન નહિ પડતાં હુ ચાલ્યો ચાલ્યો મલબાર હીલપર ચઢી ગયો, અને હેન્ગીગ-ગાર્ડનમા જઇ એક બૅન્ચપર બેસી ઉત્તર તરફ ઉછાળા

મારતા દરિઆના મોજા તરફ નજર રાખી આકાશ-પાતાળના વિચાર કરવા લાગ્યો

જ્યારે સાયકાળનો વખત થયો ત્યારે વાસન્તિની પેલી જુની ગાડી રસ્તે જતા જોઇ ત્યારે શુ એણે પાછી ગાડી ખરીદ કરી ?

પરતુ ગાડીની અદર તે જોવામા આવી નહિ વિચારના વમળમા મારૂ મન ભમ્યા કરે છે એટલામા મ્હોડુ ઉચુ કરીને જોઉ છુ તો વાસન્તિ મારી સન્મુખ બીજી કોઇ સ્ત્રીનો હાથ પકડીને ઉભેલી જણાઇ આ બીજી સ્ત્રીને મે વાસન્તિની સાથે પહેલા કદી પણ જોઈ ન હતી

મને જોતાની સાથે વાસન્તિ સ્થભિત બનીને ઉભી રહી તેનો ચ્હેરો એકદમ ફિક્કો પડી ગયો પરતુ તેના અધર ઉપર ક્ષીણ–હાસ્ય પ્રકટી નીકળ્યું તે, મે એવા નિર્લિપભાવે ગ્રહણ કર્યું કે વાસન્તિ ફરી તે ઠેકાણે વધારે વાર ઉભા રહેવાને અયોગ્ય ગણી એકદમ ગાડીમા બેસીને ચાલી ગઈ

જો હું વાસન્તિને દુખી સ્થિતિમા જોત, તો જીદગીના જોખમે પણ હું તેને મદદ કરત, પરતુ તેને મે કેવી જોઇ ? બ્હારથી તો તે બહુજ સુખી જણાતી હતી તેની ગયેલી ધન દોલત તેને પાછી મળી છે મારાથી જે અપાયું ન હતું તે તેને કોઈ આપનાર મળ્યું છે તે આત્મસુખી

જણાય છે મારો સઘળો ગર્વ ઉતરી ગયો, પરતુ હુ જે દુખ સહન કરૂ છુ તે દુખનો કઇક ભાસ તેણે સહન કરવોજ જોઇએ

તેને વ્યથા દેવાના માટે હુ ચદ્રભાગાને ઘેર ગયો, હુ જેવો મકાનમા પેઠો કે તુરતજ કોઇ ઘરમાથી બહાર નીકળીને જતુ રહ્યુ ! મે ચદ્રભાગાને પૂછયું " આવી રીતે ગભરાટમા અહિંથી કોણ ગયું ? "

" વાસન્તિ ! તમે તેને જોઈને કદી ગુસ્સે થાવ એ બ્હીકથી તે ચાલી ગઇ "

" કેમ મારે શામાટે ગુસ્સે થવુ પડે ? મારો ત્યાગ કરવાથી તેના ગાડી–ઘોડા, જર ઝવેરાત અને વિલાસવૈભવ પાછા આવી મળ્યા છે તેમા મારે ગુસ્સે થવાનું શુ કારણ ? તેની સાથે આજે મારે મેળાપ થયો હતો

" કયા ? "

" હેન્ગીંગ ગાર્ડનમા "

" ત્યારે શુ તમે હજુ વાસન્તિને ભૂલ્યા નથી ? "

" ભૂંલી જવાય ? "

" ખોલકર ચશ્મે હકીકત જો મિલા એકસે એક,
તો જુદા હો ન કભી હોકે જુદા એકસે એક "

જો આખસે દૂર હય વોહ દિલસે નજદિક હય–જો હાલસે બેખબર હય વોહ ખયાલમે શરીક હય જો હું

એમ કહું કે હું તેને ભૂલી ગયો છુ તો મારા જેવો બેવફા -બેઈમાન દુનિઆમાં બીજો કોઇ હશે નહિ પરતુ તેની સાથે આવી રીતે હું પ્રેમમા પડયો તે ઠીક થયુ નહિ તે આવી રીતે મને તજીને ચાલી ગઇ એ વાત મને બહુ સાલે છે—મારૂં જીગર ચીરી નાખે છે ”

ચદ્રભાગા ગભીરપણે બોલી “ તે તમને હજી પણ ચ્હાય છે તેનું પ્રમાણ—આજ તમારી સાથે મેળાપ થયા પછી તે બારોબાર અહિં આવી હતી તે વખતે તે બહુ બિમાર જણાતી હતી તેણે આવીને મને કહ્યુ કે તેઓ એટલે તમે નિશ્ચય અહિં આવશો જ એટલે હું ( વાસન્તિ ) તમારી પાસે ક્ષમા માગીશ ”

મે કહ્યુ “ તેને મે ઘણા દિવસ પહેલા ક્ષમા કરી છે હજી પણ તે અણસમજી છે પરતુ તેણે જે કર્યું છે તેને માટે હું તેની પાસે કૃતજ્ઞ છુ તેની સાથે રહેવાથી મને શુ લાભ થવાનો હતો ? ”

ચદ્રભાગા બોલી “ જો વાસન્તિ એમ સાંભળે કે તમે સારા છો અને તેણે જે કર્યુ છે તેથી તમે સહજ પણ નાખુશ થયા નથી તો તે ઘણી ખુશી થશે ”

“ તેનુ બધુ દેવું પતી ગયુ ? ” તેનું કહેવુ નહિ સાભળતાં મે જુદોજ પ્રશ્ન કર્યો

"હા. શેઠ હરિકૃષ્ણદાસે બધુ દેવુ વાળી દીધુ છે તેની સઘળી માલમિલ્કત તેને પાછી મળી છે. તે ફરી કોઈ દિવસ વિલેપારલે ગઇ નથી ત્યાંનો સરસામાન હું જઇને લઇ આવી છુ તમારો જે સામાન હતો તે બધો જુદો રાખવામા આવ્યો છે કેવળ તમારૂ એક બ્લોટિંગપેડ જેના પર તમે તમારા હાથે તમારૂ નામ લખ્યું છે તે વાસન્તિ લઈ ગઇ તમે કહેતા હોતો હું તે પાછુ લઈ આવુ "

"ના—ના, તેની મારે કઈ જરૂર નથી પૂર્વસ્મૃતિ જાગૃત થવાથી હું અતિશય ચચળ બની ગયો. જો તે વખતે વાસન્તિ આવી હોત તો બદલો લેવોતો દૂર રહ્યો પરતુ હુ તેના પગમા પડત .

ચંદ્રભાગાએ પૂછયુ ' તમે તેને મળવા જશો? આજકાલ તે બહુ ઉઘતી નથી હસેછે, રમેછે અને એમ કરીને બધુ ભૂલી જવા ઇચ્છે છે એટલુ જ નહિ પણ તે કોઈ કોઇ દિવસ એટલી બધી શરાબમસ્ત બની જાય છે કે બબ્બે દિવસ સૂધી તેને શુદ્ધિ આવતી નથી ડૉકટરો ના કહે છે પણ તે માનતી નથી આ વખતે તેણે સાત દિવસ સૂધી પથારી સેવી હતી "

પરતુ આટલેથી મારી પ્રતિ–હિંસા સમી નહિ મે ચદ્રભાગાને કહ્યુ " ચદ્રભાગા! હુ તારો બહુ ઉપકાર માનું છું, કારણ તેજ મને ચેતાવ્યો હતો. હુ તને ચ્હાઉ છુ "

ચન્દ્રભાગાની આંખો અને મ્હોડા પર સફળતાનો ગર્વ પ્રકટી નીકળ્યો તે બોલીઃ "એ તો હુ પહેલેથીજ જાણુતી હતી "

હાય માનવ ! તું આટલો બધો નીચ તુ માનવને પણ ઓળખી શકયો નહિ ?

ચન્દ્રભાગાની આવી હીનતા જોઇને એનો સહેવાસ તે વખતે મને અરૂચીકર લાગ્યો હુ ઉઠીને ચાલ્યો આવ્યો તે વખતે પણ મારા મનમા પ્રતિ–હિંસાનો પ્રચડ અગ્નિ પ્રજ્વલિત થયો હતો–મારા માથાપર શયતાન સવાર થયો હતો

તપાસ કરતા માલુમ પડયુ કે હેન્ગીંગ ગાર્ડનમાં જે સ્ત્રીની સાથે વાસન્તિને જોઇ તે સ્ત્રીને ત્યા બીજે દિવસે નાચની મ્હેફીલ હતી ત્યા વાસન્તિ પણ જવાની હતી મે યુક્તિ કરીને ત્યા જવાનો નિમત્રણપત્ર મેળવ્યો.

મિજલસમા જઇને જોઉ છુ તો શેઠ હરિકૃષ્ણદાસનો હાથ પકડીને વાસન્તિ બેઠેલી જણાઇ ગર્વથી શેઠ ફુલાઇ ગયેલા જણાયા વાસન્તિ જેવી ભુવન–મોહિની સ્ત્રી તેના અધિકારમા છે એજ તેના ગર્વનું કારણ હતુ

દિવાનખાનું વિજળીથી ઝળહળી રહ્યુ હતું ઠેકાણે ઠેકાણે રગબેરગી, મોહમનોહર ચિત્રો લટકાવ્યા હતા દિવાલની અડતોઅડત બબ્બે હાથને છેટે મખમલથી ભરી

દીધેલા સૉફા, કૉચ, પલગ, આરામખુરશી, ટેબલ વિગેરે વિલાસી ચીજો પડી હતી વચ્ચે એક ગોળ ટેબલ હતું, જેના ઉપર ઉચી જાતનો શિરાઝી પડયો હતો ચીનાઇ પ્યાલા ટમ્બલર વીગેરે શરાબપાત્ર પણ મનમા એમ સમજતાં હતા કે હમારૂ પણ આવા ઠેકાણે કામ પડે છે માણસોની કઇ બહુ સખ્યા હતી નહિ પરતુ એટલું તો કહેવુ જ પડશે કે મુંબઇના શ્રીમત લોકોના દિકરાઓની આવી મહેફીલમા હાજરી ન હોય તો બિચારી ગાઈ ગાઇને ઘાટો દુ.ખાડનારની કદર કોણ કરે !

તબલા ખખડયા, ખજરીએ તાલ દીધો સિતારના તારપર આગળી અડકતા અને દિલરૂબાના તારપર ગજ ફરતાં નીકળતો સુમધુરો અવાજ સાભળી સ્વર્ગની વારાગનાઓ પણ ત્યા લાંબા લટકતા બિલોરી કાચના અરિસામા સતાઈ સાંભળવા લાગી ખરે ! ગાનારીના ગળામાથી જે અવાજ નીકળ્યો તે સાભળી ત્યાના બગીચાની કુજલતામા વિહાર કરતી કોકિલા પણ શરમાઈ ગઈ

"દિલ લગા યારસે ઉસદિલકા છુડાના મુષ્કિલ,
ઈશ્કકા જખમ લગા ઉસકા સિલાના મુષ્કિલ દિલ૦
આતશે ઈશ્કને બહોતોંકા કિયા ખાના ખરાબ,
આગ દરિયાકો લગી ઉસકા બુઝાના મુષ્કિલ. દિલ૦
યાર કરનેકો ગયા હાતમે મનકા મનકા,
દિલ ઉપર બોઝા પડે મનકા ફિરાના મુષ્કિલ દિલ૦

તિફ્લ નાદાન હદીલા મેરા ગમ એ પ્યારે,
મકતબે ઇશ્કમેં તાલીમ દીલાના મુષ્કિલ હિલ૦
રાઝ મખફી વળી ઝાહેર ન કિસસે કરના,
હાતસે બાત ચઈ ઉસકા ફિરાના મુષ્કિલ. દિલ૦

“ આફ્રીન આફ્રીન પાંચ હજાર ઇનામ ” પાસે બેઠેલા એક લક્ષાપતિના બેટાએ ગજવામાથી નોટો કહાડી ગાનારીના હાથમા મુકી ગાનારીના લ બાવેલા હાથને ચુ બન કરતા કહ્યુ

ચ પકવર્ણિ ચ પાજાને પાચ હજાર રૂપીઆ સાડીમા ખોસી દીધા. ગાયન પૂરૂ થયા કેડે વાસન્તિની પાસે પડેલી શરાબ સુરાહીઓ એક પછી એક ખાલી થવા લાગી વાસન્તિએ પણ સાકીના હાથમાંથી એક જામ પકડી ગાવા માડયુ.

મય હોવે કુ જે બાગ હો સાકી હો માહવશ,
કોઇ વહાં મુખલિન હો બાઇસ હિજાબકા
ગર્દનમે હાથ ડાલકે વો સૉખ બેહિજાબકા,
લબસે લગાદે મેરે પિયાલા શરાબકા.

“ મર્હબા આફ્રીન અય ગુલબદન આફ્રીન આફ્રીન” સાંજીદાઓએ એક અવાજે કદર કરી.

વાસન્તિને જોઇને હુ પહેલાની પેઠે નિર્લિપ્તભાવે હસ્યો હજી સુધી તેણે મને જોયો ન હતો પરતુ જ્યારે સાકીએ મારા તરફ જામ ધર્યો અને મે ના પાડી ત્યારે એ ના પાડનારો વળી હુ કોણ હતો એ જાણવાના ઇરાદાથી

વાસન્તિની નજર મારાપર પડી મારી અને તેની આખ મળતાંની સાથેજ અત્યાર સુધીનો તેનો આનંદપુલિકત ચ્હેરો એકદમ ફિક્કો પડી ગયો

આ મકાન ચંપાજાન નામની મુંબાઇની મશ્હુર ગાનારી વારાંગનાનુ હતું ચંપા પણ અપરૂપ સુંદરી હતી—હું ધારૂ છુ કે વાસન્તિ કરતા પણ તે સુંદર હતી, પરંતુ તેની આંખ અને મુખ ઉપર લાલસાનો તીવ્ર વન્હિ બળતો હતો આ લાલસાએ તેના સઘળા સૌંદર્યને એક જાતનો કદરૂપો દેખાવ આપ્યો હતો પરંતુ આ કદરૂપો દેખાવ જોઇને માણસ મોહમાં પડે છે તે આ વખતે છુટી હતી ત્યારે તેનો પ્રેમાસ્પદ થવાને માટે આ અવસર ઘણો સારો છે ત્યારે હવે શામાટે વિલંબ કરવો જોઇએ ?

વાસન્તિ જુએ એમ મે ચંપાની સાથે ખૂબ હસી હસીને વાતો કરવા માંડી

મૃત્યુની પેઠે પાંડુવર્ણની બનીને વાસન્તિ મિજલસમાથી ઉઠીને ચાલી ગઇ.

*    *    *

" દિલ હસીનોંકો નેક ચાહનેવાલા કોઈ
કે જમાનેમે નહી હોતા કિસ્કિા કોઈ.
બેવફાઈસે અજીબ કે ખુલા મ્હેઉદકા;
હમહય દુનિયામે કિસીકે ન હમારા કોઈ."

## ૧૫

## પેશાકર રમણીનો પ્રણયીના કલ્યાણાર્થે આત્મત્યાગ

"બલિહારી તારા અંગની ચંબેલીમાં દીઠી નહિ,
સખ્તાઇ તારા દિલની મેં વજ્રમાં દીઠી નહિ
દિલ મારૂં એવું કુણું ! પુષ્પ પ્રહાર સહે નહિ,
હાય ! તારે દિલ-દયા મેં તો જરા દીઠી નહિ"

બાળાશંકર કંથારિયા

એક એક કરીને ઘણા માણસો મિજલસમાંથી જવા લાગ્યા

નાચગાન પછી જુગારનો અખાડો શરૂ થયો હું પણ તેમાં સામેલ થયો, જેમજેમ હું જીતવા લાગ્યો તેમતેમ ચંપાની દૃષ્ટિ મારા તરફ્ખે ચાવા લાગી મારા જીતેલા રૂપીઆ તરફ તે લોલુપદૃષ્ટિથી જોયા કરતી હતી તે આજના જુગારમાં પોતાનું બધું ખોઈ બેઠી હતી હું તેને ઉછીના રૂપીઆ આપીને તેનો રમવાનો ઉત્સાહ વધારતો હતો અને જરૂર કરતા પણ તેને વધારે રૂપીઆ આપવા લાગ્યો

સવારના પાંચ વાગે બધા ચાલ્યા ગયા હું આખી રાતમાં ત્રણ હજાર રૂપીઆ જીત્યો હતો

બધા ચાલ્યા ગયા પછી મેં ચંપાને કહ્યું "તારી સાથે મારે વાત કરવી છે!"

તે બોલી " આજે નહિ કાલે આવજો "

"ના, હમણાજ કહેવાની જરૂર છે "

"ત્યારે કહી નાખો "

"હુ ધારૂછુ કે તું આજે જુગારમા બધુ હારી ગઈ છે "

તે આ વાત કબુલ કરવા માટે આનાકાની કરવા લાગી મે તેનો હાથ પકડીને કહ્યુ " એમા શુ દોષ છે ? ખરૂ કહે ?"

ધીરેધીરે તેણે ઉત્તર આપ્યો " હા, હુ બધુ ખોઈ બેઠી છુ "

"ત્યારે લે આ ત્રણ હજાર રૂપીઆ, હુ તને આપુ છુ... ચપા હુ તને ચહાઉ છુ "

તે ગર્વથી બોલી " જુઠી વાત મિત્ર, જુઠી વાત તમે વાસન્તીને ચ્હાવ છો તેનુ વેર લેવાને માટે તમે મારી સાથે પ્રેમનો અભિનય કરો છો મિત્ર ! હજુ પણ મારામા રૂપ છે, યૌવન છે, એટલે હુ તમારા ધિક્કારજનક પ્રસ્તાવને થતી નથી "

હું દઢ સ્વરે બોલ્યો " ચપાં ! તું ભૂલ કરે છે જો હું તને ખરેખર ચહાતો ન હોત તો આ પ્રસ્તાવ બીજાની મારફત મોકલત હુ તને શામાટે ચ્હાઉંછુ તે તારે જાણવાની શી જરૂર ? તારામા રૂપ જે યૌવન છે, તે

જોઇને હું મુગ્ધ થયો નથી એવું તને કોણે કહ્યુ ?"

વાસન્તિની સાથે જ્યારે પ્રથમ વાત થઇ ત્યારે તેને આવી વાત કરવા માટે મને સાહસ થયું ન હતુ, કારણ અમારા બન્ને જણાની અન્દર મોટો તફાવત હતો.

બીજે દિવસે અગિઆર વાગે મે ચપાનું ઘર ત્યાગ કર્યું તેના ગૃહત્યાગની સાથે સાથે હુ એક રીતે તેની વાત ભૂલી ગયો. તેના પ્રેમના અભિનયે મને નિરાનન્દ કરી મૂક્યો હતો આ પ્રેમના અભિનયનું મૂલ્ય કેવળ બે હજાર રૂપીઆ! હાય! આ નારીને માટે કેટલા લોકો પોતાનું સર્વસ્વ નષ્ટ કરે છે!

તે દિવસથી મે વાસન્તીને મારાથી જેમ બને તેમ દુ ખ દેવાને માટે પ્રયત્ન કરવા માંડયો હવેથી ચપાની સાથે તે બોલતી ન હતી મે ચપાને મોટર તથા ઝવેરાત ખરીદી આપ્યાં મારા આ અધ પતનની વાત સર્વત્ર પ્રસરી ગઈ

ચદ્રભાગા પોતાના મનમા એમ ધારતી હતી કે હું ખરેખર વાસન્તીને ભૂલી ગયા છુ પરતુ વાસન્તી મારો ઉદ્દેશ શું હતો તે પહેલેથી સમજી ગઇ હતી તે દિન પ્રતિદિન વધારેને વધારે રોગથી ગળાવા લાગી. કદાચ મારી સાથે મેળાપ થાય તો તે મારા સામું એવા કરૂણનયને જોતી હતી કે જે ઉપરથી તે એમ કહેવા માગતી હોયકે

"બહુ થયુ મિત્ર !—ક્ષમા કરો, ક્ષમા કરો !" તે વખતે ક્ષમાને માટે મારૂ અંતઃકરણ અધીરૂ થઈ જતું હતું

હવે ચપા પણ સમજવા પામી કે વાસન્તિને દુઃખ દેવાથી હુ તેનાપર ખુશ થઇશ આગ વિચારથી તે પ્રસગ આવે વાસન્તીને દુઃખ દેતી અથવા તેવોજ પ્રયત્ન કરતી પુરૂષની સહાયતા મળવાથી આ જાતની સ્ત્રીઓની હીનતા એકદમ વધી જાય છે

વાસન્તીએ અમારી બ્હીકે હવે ઘરમાથી બહાર નિકળ-વાનું બધ કર્યું અમે પણ તેને અનેક જાતના નનામા પત્ર લખવાનુ શરૂ કર્યું તે સમયે અમારી અવસ્થા એક દારૂ પીધેલા છાટકા જેવી હતી વાસન્તી જે અવિચલિત ધૈર્યથી અમારા આ હીનતા ભરેલા હુમલા સહન કરતી હતી, તે જોઇને તેના ઉપર મારી શ્રદ્ધા વધવી જોઈતી હતી, પરતુ તેને બદલે તેનાપર વધારે જુલમ કરવાને મારી વૃત્તિ ઉત્તેજીત થતી હતી

O Woman! fountain of bliss, joy and happiness to those who walk the self styled lords of the intelligent and physical world-woman miscalled the quilty source of a thousand troubled unbraided as the origin of the introduction of evil into society—what calumuiating tongue what libellous pen first cited thee, innocent and tendering being—delicated read doomed to bond beneath a hundred blasts at the caprice of ungratful man—

—what instigated them, who derive all felicity from thee in the moment of despondency, to assert so foul a falsehood, and designated thee as the anthoress of their calamities, of eternal woes of death, of deviation from certain glories attributed to their early existence— who dare utter so base an accusasion in the face of day !"

G W M Reynolds

એક દિવસ ચંપાએ આવીને મને કહ્યુ કે તેને એકલી જોઇને વાસન્તિએ તેનું ઘણું અપમાન કર્યું છે હું તમારી સાથે છુ તે એનાથી સહન થતુ નથી તે એટલી બધી ઉશ્કેરાઇ ગઇ હતી કે તે વખતે તેને ફિકરી સુદ્ધા આવી હતી ચંપા મને વારવાર કહેવા લાગી કે જો વાસન્તિ નહિ સમજે તો ભવિષ્યમા આનુ પરિણામ સારૂ નહિ આવે.

મે તેની વાત સાભળીને એક ક્રોધ ભર્યો પત્ર વાસન્તિને લખ્યો મે ધાર્યું કે વાસન્તિ આ પત્રનો ઉત્તર જરૂર આપશે તેથી આખો દિવસ ઘરમાથી બહાર નીકળ્યો નહિ બપોરે ચંદ્રભાગા મારી પાસે આવી

ચંદ્રભાગાને જોઇને મે એવો ભાવ દેખાડયો કે તેની સાથે મારે વિશેષ પરિચય નથી, પરંતુ આજે તેની મૂર્તિ કઈ અન્યરૂપ હતી તે ગંભીરપણે બોલી કે હુ વાસન્તિને ત્રણ અઠવાડિયા થયા દુઃખ દઉ છુ તે દુઃખથી તે અસહ્ય યાતના ભોગવે છે કાલના બનાવે અને આજના

પત્રે તેને એવો આઘાત કર્યો છે કે જેથી તે પથારીવશ થઈ પડી છે. તે તમારી ક્ષમા માગે છે

મે કહ્યુ “ મને છોડીને ચાલી જવાનો તેને પૂરતો અધિકાર હોઈ શકે પરતુ હુ જેને ચ્હાઉ છુ તેને અપમાન કરવાનો તેને અધિકાર નથી ”

ચદ્રભાગા દુખી સ્વરે બોલી “ સુમન ! તમે ભૂલો છો તમે જેના મોહમા પડ્યા છો અને જેના કહેવાથી તમે ઉઠ કહેતા ઉઠો છો અને બેસ કહેતા બેસો છો તે શુ વાસન્તિના એક રૂવા બરાબર પણ થઈ શકે એમ છે ? તમારા માટે તેણે કેટલો બધો ત્યાગ કર્યો છે તે તમે શુ જાણો ? ”

હુ વચ્ચે બોલ્યો “ તેણે બરાબર ત્યાગ કર્યો છે ! શેઠ હરિકૃષ્ણદાસ આ મહત્ ત્યાગનુ ફળ છે ”

“ હાય, મિત્ર ! શેઠની સાથે તેણે કોઇદિવસ એક બિછાનામા રાત ગાળી છે એવુ તમે કહી શકો છો ? પરતુ તે સહન શી રીતે કરે ? તેની ખાસી વધી ગઈ છે પાછુ લોહી પડે છે એટલે તે વધારે દિવસ જીવવાની નથી તમે એક વાર તેને મળી આવશો તો મોટો ઉપકાર થશે ”

મે કહ્યુ “ કેમ ? જો તેની ઇચ્છા હોય તો તે અહિયા આવી શકે તેમ છે. ”

ચંદ્રભાગા આગ્રહથી બોલી "જો તમે મને એવુ વચન આપો કે તમે તેની સાથે ખરાબ વર્તનથી નહિ વર્તો તો તે અહિ જરૂર આવશે"

મે કહ્યુ "હુ વચન આપુ છુ કે હુ તેની સાથે ખરાબ વર્તન નહિ કરૂ આજ હુ તેની વાટ જોતો ઘરમા રહીશ"

ચદ્રભાગા ચાલી ગઇ તે દિવસ હુ ચંપાને ઘેર ગયો નહિ ચંપાની સાથે મે રાત્રિ–વાસ નથી કર્યો એવું કહુ તોયે ચાલે તે પણ રાત્રિએ મારી ગેરહાજરી ઇચ્છતી હતી કેમકે, તે એક નાટક કંપનીના એકટરની સાથે પ્રેમમા પડી હતી મને મૂર્ખ ધરીને તે મને સારી પેઠે નીચોવે છે એ ધારણાથી તે પોતાના મનમા ખુશ થતી હતી

આખો દિવસ મે કેવી રીતે કાઢયો તે હુ તમને શી રીતે કહુ ? રાત્રિના નવ વાગતા બારણુ ખખડયુ તે વખતે હુ જેમ તેમ દિવાલ પકડીને ઉભો રહ્યો જે વખતે તે ઘરમા આવી, તે વખતે મારા મનની અવસ્થા એથી પણ વધારે ભયંકર બની ગઇ

આખા શરિરે કાળુ લુગડુ ઓઢીને તે આવી હતી માથા ઉપરનો છેડો ખસેડીને જ્યારે તે મારી સામે ઉભી રહી ત્યારે મે જોયું તો તેનું શરિર હાડપિંજર જેવુ લાગ્યું મે પ્રથમ તો તેને ઓળખી પણ નહિ

તે બોલી “ તમે આવવાનું કહ્યુ તેથી આવું છુ ” એટલુ કહીને બન્ને હાથે પોતાનું મ્હોડુ ઢાકીને તે ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી

હું ઉત્તેજીત સ્વરે બોલ્યો “ તને શુ થાય છે ? કેમ રડે છે ? ”

તે મારા હાથ દાબીને અશ્રુથી રૂધ થયેલા કંઠે બોલી “ મે તમારૂ કઇ બગાડ્યું નથી છતા તમે મને શા માટે દુ ખ દો છો ? ”

ક્લેશપૂર્ણ સ્વરે મે કહ્યુ. “ ના, તે મારૂં કઇ બગાડ્યું નથી ”

“મે મારી ઇચ્છાથી કઇ કર્યું નથી પણ જે જે બનાવો બન્યા તેને વશ થઈને મારે જે કરવુ જોઇએ તેજ મે કર્યુ છે ”

તે સમયની મારા મનની અવસ્થા કેવી હતી તે આજ હુ તમને કહી શકુ એમ નથી આજ વાસન્તિ જે ઠેકાણે બેઠી હતી, તેજ ઠેકાણે તે જ્યારે મારે ત્યા પ્રથમ અભિસારિકા પ્રમાણેઆવી હતી ત્યારે બેઠી હતી પરતુ તે દિવસ તે મારી થવા આવી હતી, અને આજ તે બીજાની છે તેના આ અધરો બીજાના ચુબનના આધાર છે છતા પણ તે મને ખેચે છે હું સારી રીતે સમજુ છુ કે તે દરેક રીતે દોષિત હોવા છતાં અને હમણા તે અન્યની ભોગ્યા છે એવુ જણાયા છતા પણ હું હમણા

તેને છાતી સરસી ચાંપી શકુ એમ છે વાસન્તિએ બોલવાનો આરભ કર્યો "જુઓ, આજ બે કારણને લઈને હુ તમારી પાસે આવી છુ પહેલુ કારણ એ છે કે કાલે મે ચપાની સાથે જે વર્તન ચલાવ્યું હતુ તેને માટે મને ક્ષમા કરો, તથા બીજુ તમે મારી સાથે ઇચ્છાથી હો કે અનિચ્છાથી હો—જે વર્તન ચલાવો છો તે હવે પછી નહિ ચલાવવાની ભિક્ષા માગવા આવી છુ, મારા જેવી રોગી, દુર્બળ અને દુ ખીઆરી અબળા ઉપર અત્યાચાર કરવાથી શુ પુરૂષનું પુરૂષત્વ વધશે ? ના—મિત્ર—ના હવે મારાથી સહન થતુ નથી જુઓ, મારા શરિરપર હાથ મૂકી જુઓ' તે અગ્નિની પેઠે ધીકે છે હુ મિત્રત્વ પાછુ મેળવવા ચ્હાતી નથી કેવળ હુ તમારા અત્યાચારથી બચવાને ચ્હાઉં છુ "

મે વાસન્તિના શરિરપર હાથ મૂકયો તાવના જોરથી તેનું શરિર ધીકતુ હતુ ટાઢથી તે કાપતી હતી મે તેના બન્ને હાથ દાબીને કહ્યુ "તુ મને જણાવ્યા વિના જે દિવસે મને છોડીને ચાલી ગઇ તે દિવસે મને કેટલુ દુ ખ થયુ તે તુ શુ જાણે ? બસ તારો આવોજ પ્રેમ ?"

વાસન્તિ બોલી " હુ એ વાત કરવાને અહિં આવી નથી તમે મારી સાથેનુ વેર ભૂલી જાઓ એજ હુ તમારી પાસે માગુ છુ તમને નવી પ્રેમીકા મળી છે—તેને રૂપ છે,

યૌવન છે તમે તેની સાથે રહીને સુખી થાઓ "

મે વચ્ચે વાધો ઉઠાવીને કહ્યુ " તું પણ સુખી થઈ છે ને ? "

તે અભિમાનથી બોલી " હાય, મિત્ર ? શુ તમે મને સુખી જુઓ છો ? કેવળ ઘટનાને વશ થઇને મે અનુસરણ કર્યું છે મે મારી સઘળી આશાનો ભોગ આપ્યો છે તેની સાથે તમારો કોઇપણ દિવસ વિયોગ થવો ઉચિત નથી તેને માટે મે આવુ કર્યું છે "

મે પૂછ્યુ " તે કોને માટે આવુ કર્યું છે ? "

તે મ્હોડુ બીજી તરફ ફેરવીને બોલી. " એ વાત તમે હવે પછી સાભળશો હુ હમણા કઇપણ કહી શકુ એમ નથી "

હુ જોરથી બોલી ઉઠયો " જુઠી વાત "

વાસન્તિ બોલ્યા વિના ઉઠીને બારણા તરફ ગઈ તેની આખના ભાવ અને ભાષા સ્પષ્ટપણે એમ કહેતા હતા કે તેની બધી વાત સત્ય છે હુ બારણામા ઉભો રહીને તેને અટકાવીને બોલ્યો " હુ તને જવા નહિ દઉ હુ તને ચ્હાઉ છુ તારે અહિં રહેવુજ પડશે કોઈપણ રીતે હુ તને છોડવાનો નથી "

તે ચમકીને ઉભી રહીને બોલી " હા હા આજે હુ રહુ તે કાલે ધક્કો ખાવાને માટે આપણા અદશ્યની ગતિ

વિભિન્ન છે આપણુ મિલન અસભવ છે—મિત્ર, અસભવ છે

" જો કુછ કરતી હે બેશક અપની હીતકદીર કરતીહે,
લીખા કીસમતમે ન હોવે તો કયા તદબીર કરતીહે
હો—હ ગી અપની કીસમતભી સદા તાસીર કરતીહે,
કભી તો કરતી હે ખુશ ઓર કભી દીલગીર કરતીહે "

તે વખતે મારો અતરાત્મા આ નારી પ્રત્યેના પ્રેમથી પરિપૂર્ણ થઈ ગયો હતો ગભીર આવેગથી હું બોલી ઉઠયો " ના, તારાથી નહિ જવાય હુ બધુ ભૂલી જઇશ તું પાછી આવ "

સદેહસૂચકભાવે વાસન્તિ માથુ હલાવીને બોલી " હુ સદાની પ્રિયતમ મારા !—તમારી જ છુ તમારા ચર્ણની કિંકરી છુ તમારી ઈચ્છામા આવે તેમ કરો

યે દીલભી હય ઉસીકા જાને હઝીભી ઉસકી,
સાબ નઝર હે ચુકાહુ અબ પાસ કયા રહા હય

શરિરપરનું વસ્ત્ર દૂર કરીને અને ચોળીના બટન ખોલીને વાસન્તિ પાસે પડેલા કોચપર સઈ ગઈ તે વખતે તેના દેહનું સમસ્ત રક્ત મસ્તકપર એકઠુ થઇ ગયુ હતું ત્યાર પછી શુકકી ખાસી આવવા લાગી તેણે પોતાની ગાડી વિદાય કરવાને કહ્યુ

મે તેને હળવે રહીને ઉચકી અને બિછાનાપર

સુવાડી ત્યારપછી હું તેના માથા અને શરિરપર હાથ ફેરવવા લાગ્યો વચ્ચે વચ્ચે તે મારા મ્હોડા સામુ જોઈને કરૂણ હાસ્યથી હસવા લાગી

અહો ! તે રાતની વાત શુ કહુ ? આખી રાત અમે પ્રેમ ભરી વાતો કરીને પૂરી કરી

માનવનુ આખુ જીવન જો આવા સુખનુ, આવા આનદનું હોત તો... ...?

પાછલી રાત્રે અમને કઈક નિદ્રા આવી

પ્રાત કાળની પૂણ્ય-પ્રભાએ અમને જગાડયા

વાસન્તિના દેહમાથી જાણે પ્રાણ નીકળી જતા હોય એમ જણાયું તેની બને આખમાથી અશ્રુની અસ્ખલિત્ ધારા તેના પાડુરગી પરતુ સુવાળા ગાલપર ચાલી જતી હતી તે ઘડીઘડી પોતાના બે બાહુ પ્રસારીને મને તેના હૃદય સાથે ચાપવાને ઈચ્છતી હતી આહાહા ! કેવો આકુળ-આગ્રહ ! કેવો અધિરભાવ !

"રગ તનેરે ! રંગ છે, રે રજક મતિધામ,
કોણ રગ દે હૃદયપટ,તુજ સમ સુદર શ્યામ
સવિતાનારાયણ

હુ આગલી-પાછલી બધી ભૂલી ગયો કોણ ન ભૂલી જાય ? બધાજ વેર લેવાને તૃષિત થયેલો પિશાચ, દુશ્મનને ઠાર કરવાને સમરાગણુમા ઝઝુમતો યોદ્ધો, પાપ અને

અત્યાચારથી પશ્ચાતાપ કરી ઉચી ટેકરીપર ચઢી નીચે વહેતી સરિતામા ભૂસકો મારનાર, સ્નેહ વિમૂખ થયેલો દિવાનો, તથા સમસ્ત પૃથ્વિનું રાજ્ય સપાદન કરવા માટે સ્વર્ગસ્થ ચક્રવર્તિ રાજાના એકના એક બાળક પુત્રનું કાળ-રાત્રિને સમયે ચુપચુપ જઇ ખુન કરવાવાળો—ગમે તેવા રાક્ષસી અત્યાચાર કરનારો માનવ જો તેજ સમયે પોતાની સામે એક સૌદર્યમોહિની નવયુવાન સ્ત્રી ઉભી ઉભી હાસ્ય કરતી જુએ તો શુ તે દિવાના નરરાક્ષસના રૂષ્ટપુષ્ટ હાથ માથી તલવારને નીચે—તે સ્ત્રીના પગમા સરી પડી નમ-સ્કાર કરતા વાર લાગે ખરી ? ના

મારા મનમા એમ થવા લાગ્યું કે વિલેપારલેમા અમે જેવા હતા તેવાજ આજે પણ છીએ તેથી તેનો હાથ પક-ડીને બોલ્યો "પ્રિયે ! ચાલ આપણે મુંબઈ છોડીને બીજે ચાલ્યા જઈએ "

તે અસમતિ જણાવીને બોલી "ના, તેમ બને એમ નથી મારા ભવિષ્યની સાથે તમારૂ ભવિષ્ય જોડવાનો કઈ ઉપાય નથી મિત્ર, પ્રિયતમ, એ માટે મે ઘણો વિચાર કર્યો છે પણ મને કોઈપણ ઉપાય જણાતો નથી, હજુ પણ મારામા રૂપ છે યૌવન છે, જ્યા સૂધી ઇચ્છા હોય ત્યાસૂધી તેનો ઉપભોગ કરો મારા સઘળા યૌવનનો પ્યાલો તમારા અધરની અડોઅડ મે ધરી રાખ્યો છે—ધરાતા સૂધી તેનું

પાન કરો મારા મકાનના બારણાં તમારા માટે સદા ખુલ્લાં રહે છે જ્યારે ઇચ્છા થાય ત્યારે આવી દર્શન દેશો હું તમારા સઘળા વિચારની દાસી થઇને રહી છું પરતુ ભવિષ્યમા—એક સાથે રહેવાની વાત કદાપી બનશે નહિ ”

બીજુ કઇપણ વધારે બોલ્યા વિના તે ચાલી ગઈ તેના ખાલી બિછાનામા હુ કયા સૂધી બેસી રહ્યો તેનું મને ભાન ન રહ્યુ આ તેજ બિછાનું છે કે જેનાપર હજુ પણ તેના દેહનો સ્ [illegible] દેખાય છે હજી પણ તેના સુવાસિત દેહના સુગંધથી મારૂ આખુ મકાન મ્હેકી રહ્યું છે. આખો દિવસ કેવી રીતે ગયો તે જણાયું નહિ

સાયકાળે કોઇપણ જાતનો વિચાર કર્યા વિના હું ગિરગામમા જઇને ઉભો રહ્યો

“ બારણુ ઠોકતા ઇલાએ જવાબ દીધો “ ઉપર જવાય તેમ નથી શેઠ છે કોઇને જવાનો હુકમ નથી ”

હુ દિગ્મૂઢ થઇને બોલ્યો. “અરે, એતો હુ ભૂલીજ ગયો ”

બરાબર મત્ત અવસ્થામા હુ ઘેર પાછો ફર્યો તે વખતે મારી અવસ્થા ભયાનક હતી આ પતિતા નારી કેવળ મારી સાથે ચાલાકી કરે છે તે શેઠની સાથે રહીને અને મારો પ્રેમ લઈને આવી રીતે આનદ મેળવવા ઇચ્છે છે ઠીક, હૂ પણ હવે જોઈ લઇશ તેજ વખતે એક પત્ર

લખીને અને તેની સાથે પાંચસો રૂપીઆની નોટો મોકલીને તેને જણાવ્યુ —

"કાલના રાત્રિવાસના મૂલ્ય તરીકે આ રૂપીઆ મોકલ્યા છે સવારે તમે એટલા બધા ઉતાવળા ચાલ્યા ગયા કે તે વખતે હુ એ આપવાનું ભૂલી ગયો "

મનની આ યાતના ભૂલવાને માટે હુ ચપાના ઘર તરફ ગયો તેણે મારી પાસે પૈસા માગ્યા મે તેને આપ્યા પોતાની કાર્ય સિદ્ધિ થઈ એટલે તેણે રજા માગી રજા આપીને હુ ઘેર આવ્યો ચપા પણ નારી છે—આ નારીની અદર પ્રાણ છે એવુ મે એકપણ દિવસ અનુભવ્યું નહિ પરતુ જેવી રીતે વાસન્તિને લઇને મારી આશા અને આકાક્ષા જાગૃત થાય છે તેવી રીતે કોઇ પુરૂષ ચપાને લઇને શુ પોતાની આશા અને આકાક્ષા જાગૃત નહિ કરતો હોય ?

વાસન્તિએ મારા પત્રનો ઉત્તર આપ્યો નહિ કેવા અસિમ માનસિક દુખથી મે તે દિવસ કહાડયો તે તમને શુ કહુ ?

સાયકાળના સાડા છ વાગ્યા એક પત્ર અને રૂપીઆ પાચસોની નોટ પાછી આવી દારવાન બોલ્યો "ટ્રેન ઉપડી ગયા પછી આ પત્ર આપવાનો હુકમ હતો "

મે પૂછ્યું "ટ્રેન ગયા પછી એટલે ?"

"બાઈ આજે છની ગાડીમા ડુમ્મસ ગયા છે"

મુબાઇના સઘળા દીવા મારી આખે અચાનક હોલવાઈ ગયા અહિયાનો સઘળો પ્રેમ અને ધિક્કાર સઘળો ઉડી ગયો કોઇએ મારા માથામા એકદમ ડાગ મારીને મને બેભાન કરી નાખ્યો ન હોય ?

આવુ આશાહીન, આકાક્ષાહીન, પ્રકાશહીન શૂન્યજીવન લેઇને કયા જાઉ ? શુ કરૂ ? ઘેર પાછો આવ્યો પિતાએ એક મિત્રની સાથે મને રગૂન મોકલી દીધો તે સમયે વસન્તિની સાદગી દિવસે દિવસે વધતી જાય છે એવી વાત એક ગૃહસ્થના મ્હોડે મે સાભળી

મે તેને એક પત્ર લખ્યો હતો તેણે ઉતર આપ્યો તેના આધારે હુ તેજ વખતે રવાના થયો ત્યારપછી શુ થયુ તે આપ જાણો છો

વાસન્તિ મારે માટે શુ લખીને મૂકી ગઈ છે તે વાચી જોવાથી બાકીની સઘળી હકીકત આપના જાણુવામા આવશે

## ૧૬

### આત્મ ત્યાગનું કારણ ?

"હોતા ન અગર દિલ તો મહબ્બત ભી ન હોતી
હોતી ન મહબ્બત તો યે આફત ભી ન હોતી "

( જો અ ત કરણ કિંવા હૃદય ન હોત તો અનુરાગ કિંવા પ્રેમ પણ ન હોત અને જો અનુરાગ કે પ્રેમ ન હોત તો આ વિપત્તિ પણ કદાપી હોતજ નહિ )

જોક

સુમન પોતાની કથા કહ્યા પછી પરિશ્રાન્ત થઇ ગયો અને માથાપર હાથ મુકીને તથા આખો બ ધ કરીને સૂઈ ગયો મે વાસન્તિના પત્રો મનમાને મનમા વાચવાનો આરભ કર્યો

તા ૧૫ મી માર્ચ

આજે ઘણી ઠ ડી છે આકાશપર પણ છુટા છવાયા વાદળા ઘેરાયેલા દેખાય છે મારી પાસે કોઈ નથી બે ત્રણ દિવસ થયા માદગી વધતી જાય છે આજે તો હું તદ્દન પથારીવશ છુ તમારી વાત ઘડીઘડી સાભળી આવે છે તમે હમણા કયા છો ? મે સાભળ્યું છે કે તમે ઘણે દૂર છો હું ધારૂ છુ કે તમે મને ભૂલી ગયા હશો હશે જેથી તમે સુખી થાવ તેજ મારી એકાન્ત પ્રાર્થના છે

મે મારા જીવનમા કોઇપણુ દિવસ સાચેસાચા આનદ મેળવ્યો હોય તો તે મિત્ર, તમારા સહવાસથી જ મેળવ્યો છે

તમને મારા આચરણુની વાત હુ જણાવી શકતી નથી મારા જેવી નારીની વાત તો જૂઠી પણુ માની શકો, પરતુ મારૂ મૃત્યુ એની સત્યતા પ્રમાણુ કરી આપશે

આજ હુ ઘણી અશકત છુ આવી ન્હાની વયમા હુ મરી જઇશ એવી મારી ધારણા ધીરે ધીરે દૃઢ થતી જાય છે

' આખીરો એક દિન બરપા કયામત હોને-વાલી હે,
ખુદાકે સામને અપની ઇતાઅત હોને વાલીહે,
કીયે હે નેકો બદ આમાલ જો કુછ હમને ઉન સબકો,
બ-પેશી દાવરે મહેશર અદાલત હોને-વાલી હે
તુ લેગે નેકો બદ સબકે અમલ મીઝાનમે જીસદમ;
સુબુક પલ્લા હુવાતો ફીર નદામત હોને-વાલી હે
જુદા જુદા સવાલ દેગા અલ્લાહ હર ઇબાદતકા,
ગરીકે ફ્રઝલે હક અહમદકી ઉમ્મત હોને-વાલી હે
કીઆં અપને લીયે ઓર જુમલે અહલે દીનકીખાતીર,
દુઆ માગો કે વોહ મકબુલે હઝરત હોને-વાલી હે "

મારી મા પણુ દમથી મરી ગઇ હતી તેના વારસા તરીકે એ દમનો રોગ તે મને આપી ગઇ છે વળી જે રીતે હુ મારૂ જીવન ગુજારતી હતી તે રીતથી આ રોગના વધારા સિવાય ઘટવાની બિલ્કુલ આશા નહતી

તમારા પિતા મુંબઇ આવ્યા તે વખતની વાત તમને યાદ હશે તમે જે દિવસે તમારા પિતાને મળવાને માટે મુબઇ ગયા તે દિવસે એક માણસ એક પત્ર મને આપી ગયો હતો ને પત્ર તમારા પિતાનો હતો પત્રમા વિનતિ કરી હતી કે આવતી કાલે બપોરે તમને વિલેપારલેથી મારે મુબઈ મોકલી દેવા તમારા પિતા તમારી ગેરહાજરીમા મને મળવાને ઇચ્છતા હતા તમને હવે યાદ આવતુ હશે કે તે દિવસે મે તમને શા માટે અતિશય આગ્રહ કરીને મુબઈ મોકલ્યા હતા !

તમારૂ ગયા પછી એક કલાકે તમારા પિતા આવ્યા આહાહા ! તે વખતે તેમની મૂર્તિ કેવી કઠોર દેખાતી હતી ! તેમની ધારણા એવી હતી કે પતિતા સ્ત્રીઓને હૃદય જેવી કોઇ વસ્તુ હોતી જ નથી તેઓ પૈસાની ગુલામ છે તેમના સ્પર્શથી સઘળુ હેરામ બની જાય છે

ાને મળવાને માટે તેમણે જે પત્ર લખ્યો હતો તે પત્ર ઘણો નમ્ર અને વિવેકી હતો પરતુ સાક્ષાતમા મે તેમની મૂર્તિ અન્યરૂપ જોઇ તેઓ મને ગાલીપ્રદાન આપતા કે ભય દેખાડતા જરાપણ સકોચિત થયા નહિ પ્રસગવશાત્ મે તેમને જણાવ્યુ કે આ મકાન—વસત વિહાર મારૂ છે પારકા ભવનમા પ્રવેશ કરીને બીજાને અપમાન કરવાનો તમને

અધિકાર નથી હુ તમારા પુત્રને અતરથી ચ્હાઉ છુ એમા વધારે પડતી વાત કઇ નથી

મારા આવા ગર્વિત ઉત્તરથી તેમની ઉંઘ ઉડી ગઈ તેઓ પછી શાન્ત થઇને મને કહેવા લાગ્યા કે મારામા સૌદર્ય છે એ વાત સત્ય છે પરતુ એ સૌદર્યનો હુ એક યુવકના સર્વનાશને માટે કેમ ઉપયોગ કરૂ છે ? આવી રીતે તેને રસ્તાનો ભીખારી બનાવવામા મને શો લાભ છે ? ”

તેમને પ્રમાણ આપીને દેખાડ્યુ કે મે વૈભવ-વિલાસનો ત્યાગ કર્યો છે વળી તેના સઘળા સાધનો મે વેચી નાખ્યા છે આડબર વિનાના ભાવથી કેવા સુખમા અમે અમારૂ જીવન ગુજારી છીએ તે તમે શુ જાણો ? એક યુવકનો સર્વનાશ કરવની મને સહજ પણ ઇચ્છા નથી

આના ઉત્તરમા તે બોલ્યા “ તમે જ્યારે ખરા જીગરથી તેને ચ્હાવ છો તો તમારા પ્રત્યે મારી એટલી પ્રાર્થના છે કે તમે તેને માટે એથી પણ વધારે ત્યાગ કરો અને તેને બચાવો ”

તેમની વાત સાભળીને મારૂ આખુ શરીર કપી ઉઠ્યુ તેઓ મારી સામે કૉચપર બેસીને અતિસ્નેહથી મારા બન્ને હાથ પકડીને બોલ્યા “ પુત્રિ ! મારા કહેવાથી તુ માઠુ લગાડીશ નહિ જીવનમા એવા કેટલા પ્રસગો આવે છે કે જેને માટે હૃદયની સઘળી કોમળ વૃત્તિઓનુ બલિદાન આપવુ

પડે છે તારૂ મન ઉદાર, અને હૃદય પ્રેમ પરાયણ છે તારા જેવી સ્ત્રીઓ દુનિયામા ઘણીજ ઓછી હશે

બહોતસે બેવફા માશુકભી હોતે હૈ દુનિઆમે;
વફાભિ કરતે હે દસ બીસમે દો આર થોડીસી.

પ્રેમના પ્રતિ મનુષ્યનુ એક કર્તવ્ય છે મારા પુત્રે તેની સઘળી આવકનો તારે માટે ત્યાગ કર્યો છે અને તેમ કર્યા વગર તેને છુટકો ન હતો તું તેને માટે જે ત્યાગ કરે છે તેનુ કઇ પ્રતિદાન તો જોઇએજ પરતુ તારો આ ત્યાગ તે ગ્રહણ કરે તો તેને સમાજમાથી પતિત્ થવું પડશે. એથી મારા વડિલોના નામને કલક લાગશે તમારો પ્રેમ ખરા—વિશુદ્ધ અતરનો છે એવુ દુનિયા જોવાની નથી હિન્દુ સમાજ તને પતિતા સિવાય બીજુ કાઈ ધારે તેમ નથી. મારી આવી અપ્રીતિકર વાતથી તુ મનમા સહજ પણ દુ ખ લગાડીશ નહિ હુ સમાજના બધારણને વશ થઇને તને આટલુ કહુ છુ, વય વીતિ ગયા પછી જ્યારે તમને અનુશોચના થશે ત્યારે તેનુ પરિણામ કેવું આવશે ? હુ પણ વૃદ્ધ વયે મ રા એકના એક પુત્રની સેવાથી કમનસીબ રહીશ. મારા જેવા વૃદ્ધ પિતાની આશા આવી રીને શુ નાશ પામી જશે ?

તારામા રૂપ છે—યૌવન છે અને મહત્વ છે. તું આ સઘળાને એકત્ર કરીને તારે જેમ રહેવુ હોય તેમ તું રહી શકે

છે. પરંતુ સુમન ! મારો પુત્ર ! ગયા છ મહિનામા મને એકે પત્રનો ઉત્તર મળ્યો નથી તું ગમે તેવા આડબર વિના સરળ ભાવથી રહેવાને ઇચ્છતી હોય તેમા શુ થયુ ? તે કંઈ તારી પેઠે રહેશે એવુ તુ ખાત્રીથી માને છે ? પૈસાને માટે જુગાર રમે છે–હુ ખાત્રીથી માનુ છુ કે તણે તને તે વાત કહી નહિ હોય હમણા તે જુગાર રમે છે, અને હવે પછી શુ કરશે તે કોણ જાણે ? મારી વૃદ્ધાવસ્થાને અને મારી પ્રાણાધિક પુત્રીના લગ્નને માટે મે જે સપત્તિ સાચવી રાખી છે તે મારા મરણ પછી ઉડાવી નહિ દે તેની શી ખાત્રી ? દુનિયામા એવુ બનતુ આવ્યુ છે અને બને જાય છે

વળી તું તારા પૂર્વ જીવનમા પાછી ફરી ન જાય તેની શી ખાત્રી ? ભવિષ્યના જીવનમા જ્યારે તે ઉડતી આશાઓથી ઉત્સાહિત થઈ જશે ત્યારે તમારા આ પ્રેમ–બધનને તે કટાળા રૂપ—કટક રૂપ કેમ નહિ માને ? તે વખતે શુ તું તેને શાન્તવના દઇ શકીશ ? તેની આશા અને આકાક્ષા તુ પૂરી કરી શકીશ ? તે વખતે તારાથી શુ તેને તૃપ્તિ થઈ શકશે ? જો તું તેને ખરેખર વ્હાલી હોય અને તેનું ભલુ ઇચ્છતી હોય તો તારે તારી ચાહના દેખાડવાનો જો કોઇ ઉપાય હોય તો તે એજ છે કે તારે તેનો વિના વિલબે ત્યાગ કરવો

હજુ પણ કઇ બગડી ગયુ નથી પરતુ તારા બીજા

પ્રેમીકની સાથે તે કદી મારામારી કે ખુનાખુની કરે તો તું તેના વૃદ્ધ પિતાને કેવી રીતે મ્હોડું દેખાડી શકીશ? તેના પુત્રની હત્યા બદલ કોણ જવાબદાર થશે?

મે તને બધી વાત ખોલીને કહી છે—મારે એક દેવકન્યા જેવી દીકરી છે તેના વિવાહની વાત થાય છે. જે ઠેકાણે વાત થાય છે તે ઠેકાણે જો તેનો વિવાહ થાય તો તે સુખી થાય એમ છે પરતુ જે ઠેકાણે તેનો સબધ થવાનો છે તે ઠેકાણે આ ખબર પહોચી ગઈ છે. તેઓ વિવાહ કરવા માટે—મારા કલકિત કુટુબની સાથે નવો સબધ બાધવાને માટે ખુશી નથી મારી એકની એક પુત્રીનુ ભવિષ્ય તું શુ આવી રીતે નષ્ટ કરવા માગે છે? એમ કરવાનો તને શુ અધિકાર છે? બેટા! વાસન્તિ! તારી પાસે હુ મારી પુત્રિની સુખશાન્તિની ભિક્ષા માગુ છુ તું મને નહિ આપે?"

હુ રડવા લાગી તમારા પિતાની વાતો જાણે જીવત બનીને મને સાલવા લાગી તમારા પિતા ઘડી ઘડી આ વાત કહેવાને ચહાતા હતા કે ગતજીવન મે જે ભાવે ગાળ્યુ છે તેનો વિચાર કરતા ભવિષ્યના જીવન સબધે મને વિશ્વાસ પડતો નથી'

તમારા પિતાના સમર્ગમા આવ્યાથી મારા મનમાં એક અતિ પવિત્ર ભાવ જાગૃત થયો ત્યાગને માટે મારો

અંતરાત્મા અધીરો બની ગયો અસિમ ગર્વથી મારૂં મન એવા વિચારમા મસ્ત બની ગયું કે આ વૃદ્ધની પવિત્ર-હૃદયાપુત્રિ એક દિવસ ગંભીર કૃતજ્ઞતાથી જગદીશ્વરને જણાવશે કે તમારી વાસન્તિજ તેના સુખનું કારણ છે મારી આ ધારણામા મને અનહદ આનંદ જણાવા લાગ્યો, કારણ તમારા સંગસુખ કરતા પણ આ વસ્તુ મને વાચ્છ-નિય જણાઈ

મે તમારા પિતાને પૂછ્યું "હું તમારા પુત્રને નિઃસ્વાર્થભાવથી ચ્હાઉં છું એ તમે માનો છો ?"

તેઓ દૃઢ સ્વરે બોલ્યા "હા હું પૂરતા વિશ્વાસથી માનું છું"

મે ફરી પૂછ્યુ, "વળી તમે એમ પણ માનોછો કે તેમના ( સુમનના ) પ્રેમમા જ હું મારૂં એકમાત્ર સુખ, શાન્તિ, આશા, આકાક્ષા અને વિસ્મૃતિ માનું છું ?"

"હા એ પણ હું માનુ છું"

"ત્યારે પિતા ? તમે તમારી પુત્રિને જે રીતે મન ખોલીને આશિર્વાદ આપો છો તેવી રીતે મને આપો. હું તમારા પુત્રને માટે સર્વસ્વ ત્યાગ કરવાને તૈયાર છું તેથી મારી છાતી ચીરાઇ જતી હોયતો ભલે ચીરાઇ જાય"

તમારા પિતા ગંભીર સ્નેહથી મારા કપાળપર ચુંબન કરીને બોલ્યા, "બેટા ! તુ સુખી થા તેં જે ત્યાગ કર્યો

છે તેને માટે જગદિશ્વર તારૂ કલ્યાણ કરો મારા પુત્રની પાસે હવે બીજી કંઈ આશા રાખીશ નહિ ”

“ ના, હુ તેમની પાસે કંઈપણ આશા રાખીશ નહિ હુ હવે પછી એવુ કામ કરીશ કે જેથી તેઓ મને ધિક્કારે અને મને તજીને ચાલ્યા જાય ’

આજ કારણથી મેં ચદ્રભાગાને લખ્યુ કે હુ શેઠ હરિકૃષ્ણદાસના કહેવા પ્રમાણે ખુશી છુ ચદ્રભાગાનો પત્ર મેં તમારા પિતાના હાથમા આપ્યો તેમણે પૂછ્યુ, “ આ પત્રમા શુ છે ? ” મે કહ્યુ, “ તમારા પુત્રની સુખશાન્તિ ” ગભીર કૃતજ્ઞાથી ફરી તેમણે મારા કપાળપર ચુબન કર્યું તેમની આખમાથી બેચાર અશ્રુબિંદુ મારા માથાપર આશિર્વાદની પેઠે પડ્યા પર પુરૂષનો આશ્રય લેતી વખતે પણ મારા મનમા એવો ગર્વ થવા લાગ્યો કે મે તમારૂ રક્ષણ કર્યું છે તમારા પિતા સુજ્ઞ છે એ સબધી હવે મને કંઈપણ સદેહ રહ્યો નથી

તમારા પિતા ચાલ્યા ગયા

ગમેતેમ કહો પણ હુ તો એક અબળા, તેથી જ્યારે તમે પાછા ફર્યા ત્યારે મારાથી રડ્યા વિના રહેવાયુ નહિ પરતુ તમે યાદ કરી જુઓ કે તે વખતે મેં મારા મનને કેટલુ બધુ મારી નાખ્યુ હશે ?

મેં જે કહ્યુ તે શુ બગાબર છે? આવી સાદગીના ખિછાને અને મનની અસહ્ય તાલાવેલીમા આ વાત મારા મનમા કોઈ કોઈ વાર જાગૃત થઇ આવે છે પરતુ આ પથાગીમાથી હુ હવે ઉઠીશ એવી આશા નથી

આપણા અવશ્યભાવિવિચ્છેનો સમય જેમ જેમ પાસે આવતો જાય છે તેમતેમ મારા મનનુ બળ ઓછુ થતુ જાય છે તમ મા પિતા તે વખતે મારી પાસે ન હતા કે જેથી તેઓ મને બળ કે હિંમત આપે એકવાર રાનમા એવું થયુ કે બધી વાત તમને કહી નખુ પરતુ મારા મનને એવો વિચાર વ્યથિત કરવા લાગ્યો કે તમે મને ધિક્કારશો

હુ ધારૂ છુ કે તમે માનશો નહિ પરતુ શક્તિ મેળવવાને માટે પરમાત્મા પ્રત્યે મેં પ્રાર્થના કરી હતી અને તે તેણે પૂર્ણ પણ કરી છે

હુ ત્યાંથી ચાલી આવ્યા પછી બધુ વિસારે પાડવાને માટે શરાબની આખીને આખી સુરાહીઓ પૂરી કરી નાખુ છુ

રૂસ્તમો બહમન બનાતી હય શરાબ,
રંજ ઔર ગમસે છુડાતી હય શરાબ,

* * * *

તાજા દમાગ કરતી હય, ખુશબુ શરાબકી,
રંગત બદનમે લાતી હય યે મય ગુલાબકી

આખી રાત બેહોશ પડી રહુ છુ સવારમા જાગીને જોઉં છુ તો શેઠ મારી પાસે બેઠેલા હોય છે

આ બધી વાત સત્ય છે મિત્ર, સત્ય છે તમે વિચાર કરી જુવો કે હુ તમારી ક્ષમાને પાત્ર છુ કે નહિ ? તમે મારા ઉપર જે અત્યાચાર કર્યો છે તેને માટે હુ તમને સર્વાન્ત કરણે ક્ષમા કરૂ છુ

---

૧૭

બુઝાતો દીપક

કાચા સુતરને તાતણે જો બાંધી આ જીન્દગાની છે,
દરિયાતણા મોજા લગી તુ જુઠી જાણુ જવાની છે,
અણુધારી ઓ અજ્ઞાની, જો આ આંખબધ થવાની છે,
આશા બધી અતરની, અતરમા સમાઇ જવાની છે

તા. ૨૦મી માર્ચ.

તે દિવસે રાત્રે જે બનાવ બન્યો હતો તે તમેએ જાણો છો અને મને પણ સુવિદિત છે પરતુ તે દિવસથી હુ કેવી જવાળામા બળુ છુ તે તમે જાણતા નથી મે સાભળ્યુ છે કે તમને તમારા પિતા દેશમા લઇ ગયા છે પરતુ મારૂ મન કહે છે કે તમે મારાથી વધારે દિવસ દૂર રહી શકાય તેમ નથી તેથી જ તે દિવસે હેન્રી-

ગગાર્ડનમા તમને જોઈને હુ સહજ પણ આશ્ચર્ય પામી નહિ તોપણુ હુ તે દિવસે વિચલિત થઈ હતી

ત્યાર પછી તમારા અપમાન અને અત્યાચારની શરૂઆત થઇ એથી મને દુખને બદલે સુખ જ થયુ, કારણુ એ ઉપરથી મારા સમજવામા આવ્યુ કે તમે મને ચ્હાવ છો અને તે ઉપરાત મને એવી પણુ આશા ઉપજી કે જ્યારે તમે આ સઘળુ જાણુવા પામશો ત્યારે હુ તમારી નજરમા એથી પણુ વધારે શ્રદ્ધાને પાત્ર થઈશ

મારી આવી આનદ-પ્રીતિ અને આત્મ-બલિદાનને માટે તમે કઈ મનમા લાવશો નહિ તમે જે પ્રેમ મને અર્પણુ કર્યો છે તેમા હુ મશ્ગુલ બની ગઇ છુ અને તેના બળથી હુ સઘળુ કરી શકુ છુ

તમને છોડી આવ્યા પછી તમારી સ્મૃતિ દાબી દેવાને માટે આમોદ-પ્રમોદ, ગાન તાન અને જોઇતા પ્રમાણુમા શરાબનો દોર ચલવ્યો પરતુ વિસ્મૃતિ દેખાઈ નહિ ચદ્રભાગાએ આ વાત તમને નિશ્ચય કહી છે

મારી જાતને આવી રીતે બળાત્કારે મે મૃત્યુને માર્ગે વાળી છે મારો શારિરીક ક્ષયપણુ જોઈતા પ્રમાણુમા થયો છે જે દિવસે હુ તમને મળવાને માટે આવી તે દિવસે મારી માનસિક અને શારિરીક અવસ્થા અતિશય શોચનિય હતી

મિત્ર ! તમે જાણુતા નથી કે મૃત્યુને માર્ગે વળેલી એક નારી–અબળાને કેવીરીતે મુબઈથી ડુમસ મોકલવામા આવી હતી ? એક રાત્રે પ્રેમ–યાચના કરી હતી આનદના અતિશયથી એ સમયને પુન પ્રાપ્ત કરવાની આશાએ હુ સમત થઇ, પરતુ તેના મૂલ્ય તરીકે જે મને મળ્યુ તે એકરાત્રિવાસનુ આટલુ મૂલ્ય મને કોઇએ પણ કોઈ દિવસ આપ્યુ ન હતું

એક મિત્રના આશ્રય નીચે હુ ડુમસમા હતી તે સમયે મારા મનમા એમ થતુ હતુ કે આ દેહમા પ્રાણ નથી કેવળ જડપ્રદાર્થ છે માથુ પણ પથ્થરના જેવુ થઈ ગયુ હતુ મારી સઘળી વિચાર–શક્તિ લોપ પામી ગઈ ડુમસમા વધારે દિવસ રહેવુ ઠીક નહિ લાગવાથી હુ પાછી મુબઇ આવી તમારી તપાસ કરતા જણાયુ કે તમે મુબઈ છોડીને પુન ચાલ્યા ગયા છો મુબઇ આવ્યા પછી ફરી પૂર્વ–જીવન પ્રાપ્ત કરવાને માટે પ્રયત્ન કરવા માડ્યો મોટા શેઠતો મને ગણુતા જ ન હતા તેમના હૃદયને મારા આચરણથી એવો આઘાત લાગ્યો હતો કે જેથી તેઓ મારી સાથે વાત કરવાને પણ ખુશી ન હતા ધીરેધીરે મારો દેહ ક્ષીણ થવા લાગ્યો શરિર પણ રક્તશૂન્ય–પાડુરગી બની ગયુ જેઓ અમારી પ્રીતિ ખરીદવા આવે છે તેઓ ખરીદતી વખતે માલ સારી રીતે વગાડીને લે છે મારા

કરતા સારી આરોગ્યવાળી આનદથી ચચળ બનેલી, હાસ્યથી મત્ત થયેલી ઘણી સ્ત્રીઓ મુંબઇ શહેરમા છે પછી મારા જેવીનુ શુ પ્રયોજન !

આ'જ મને વધારે છે મોટા શેઠની પાસે મદદને માટે માણસ મોકલ્યું છે મોટા શેઠ આપે કે ન આપે તે કોણ જાણે ! મિત્ર ! તમે આ વખતે મારી પાસે કેમ નથી ? તમે મારી પાસે હોત તો મારા મનને ઘણી શાતિ મળત. આ તરફ લ્હેણદારોએ ધમાલ મચાવી છે

તા ૨૩ મી માર્ચ

આજે પા'છા આકાશમા વાદળા ચઢી આવ્યા છે ઘરમા હુ એકલી અટુલી છુ–એકાકિની–સ્વજનહિન છુ

"કૈસે કટે સારી રાત, પ્રિયા બિના કૈસે કટે સારી રાત !"

આજ ત્રણ દિવસથી હુ તાવથી પથારીવશ હતી, અને એજ કારણથી આ ત્રણ દિવસમા તમારે માટે કઇ લખાયુ ન હતું દરરોજ હુ તમારા પત્રની આશામા બેસી રહું છુ અને દરરોજ નિરાશ થાઉ છુ હુ ધા'રૂ છુ કે આ જીવનમા તમારો એકપણ પત્ર રાને મળે એમ નથી હાય ! મનુષ્યને ક્ષમા કરવા જેટલી શક્તિ મનુષ્યમા નથી મોટા શેઠે મદદ કરવાની ના પાડી

ચદ્રભાગા ઘરેણાં ગાઠાં વેચવાનુ કહે છે

પાછુ લોહી પડવાનુ શરૂ થયુ છે તમે જો હોત અને આટલુ બધુ લોહી પડતુ જુવત તો તમારા મનને કોણ જાણે શુ ને શુ થાત !

આજ સવારે પથારીમાથી ઉઠીને એકવાર બારી આગળ ઉભી રહી બધુ પહેલેના જેવુ દેખાય છે પરતુ હુ બિમાર છુ તે તરફ લોકોની નજર પણ નથી શુ હુ ફરી જન-કોલાહલમા યોગ નહિ દઇ શકુ ? રસ્તે થઇને ઘણા ઓળખીતા માણસો આવ્યા અને ગયા પરતુ કોઇએ પણ મારા ઘરની સામુ ફરકીને જોયુ નહિ હમણા તમારી વાત મને સાભરી આવી તમારી સાથે જે દિવસે પ્રથમ પરિચય થયો તે દિવસ તમારી સાથે મે કેવો રૂઢ વ્યવહાર કર્યો હતો તે છતા તમે અહર્નિશ મારી ખબર લેવા આવતા હતા પરતુ હમણા તો એકપણ યુવક મારી ખબર લેવા આવતો નથી હમણા હુ આવી રીતે બિમાર છુ, આપણે બન્ને જણા લગભગ છ મહિના સૂધી એકઠા રહ્યા હતા એક સ્ત્રી એક પુરૂષને જેટલી ચ્હાઇ શકે તેટલી હુ તમને ચ્હાતી હતી પરતુ આજ એવો વખત છે કે તમારા તરફથી એક સાન્ત્વનાનુ વાકય પણ આવતુ નથી એ ચાલુ-ઝેરી જમાનાની બલિહારી નહિ તો બીજુ શુ ? એટલુજ નહિ પણ તમે મને ધિક્કારો છો હાય ! કેવળ અદૃષ્ટે આપણને જૂદા કર્યા છે મારો એવો દૃઢ વિશ્વાસ

છે કે જો તમે મુબઈમા હોત તો મારી પથારી પાસેથી તમે એક ઘડી પણ ખસત નહિ

* * *

તા ૨૫ મી માર્ચ

ડાક્ટર રોજ લખવાનુ ના કહે છે પૂર્વ-સ્મૃતિ સ્વપ્ન-સૃષ્ટિમા તણી આવ્યાથી કષ્ટ થાય છે અને તેથી જ્વર વધે છે કાલે તમારા પિતાનો એક પત્ર મને મળ્યો છે તેમનો પત્ર મળ્યા પછી મારા મનને ઘણો આનદ થયો છે, અને તેથી હુ આજે લખી શકુ છુ તેમનો પત્ર આ પ્રમાણે છે

" મે સાભળ્યુ છે કે તમે ઘણા બિમાર છો જો હુ મુબઈમા હોત તો હુ જાતે તમને જોવાને આવત અને દવા-દારૂને માટે બદોબસ્ત કરત વળી મારો પુત્ર પણ જો મુબઈમા હોત તો હુ તેને જરૂર તમારી પાસે મોકલત પરતુ હુ મારી નોકરી છોડીને કઇપણ જઇ શકુ એમ નથી સુમન પણ ઘણે દૂર છે ભગવાનની પાસે ખરા અત કરણથી પ્રાર્થના કરૂછુ કે તમે વ્હેલા આરોગ્ય થાઓ

મારા એક મિત્ર—પરમ મિત્ર—તમને મળવાને આવશે મે તેમને લખ્યુ છે તમે તેમની સાથે વાતચિત કરજો, હુ તેના ઉત્તરની રાહ જોઈશ."

તમારા પિતાનું અંતઃકરણ ઘણું મહત્ છે તમે તેમને ચ્હાજો—તેમની સેવા કરજો તેમના જેવા પ્રેમપરાયણ માણસો દુનિઆમાં ઘણાજ થોડા હશે ડોકટરો દરરોજ શીશા ભરી ભરીને દવા આપે છે તેના કરતા તમારા પિતાના એક હાથના પત્રે મારાપર ઘણોજ ઉપકાર કર્યો છે

તમારા પિતાના મિત્ર બીજે દિવસે મને મળવાને આવ્યા તમારા પિતાએ તેમની મારફતે એક હજાર રૂપીઆ મોકલ્યા હતા અને તે સાથે વળી કહેવડાવ્યુ હતુ કે સાર્ી દવા-દારૂનો સઘળો ખર્ચ તેઓ ખુશીથી વેઠશે પ્રથમ તો મે રૂપીઆ લીધા નહિ પરતુ પાછળથી લેવા પડ્યા, કારણ કે એ તેમના નિ:સ્વાર્થ સ્નેહનુ દાન હતુ એ દાન પાછુ વાળવાનો મને અધિકાર નથી મારા મરણ પછી તેમને કહેજો કે મે તેમનો સ્નેહ માથુ નમાવીને ગ્રહણ કર્યો છે તેમના પત્રે મને કેટલી બધી શાન્ત્વના કરી છે તે હુ તમને શુ કહુ ? હુ ગભીર કૃતજ્ઞતાથી રડુ છુ અને તેમના કલ્યાણને માટે પરમકૃપાળુ પરમાત્માના ચરણકમળમા પ્રાર્થના કરૂ છુ

*　　　*　　　*

તા ૪ થી એપ્રિલ

કેટલા દિવસો ઘણા કષ્ટમા કાઢ્યા. મનુષ્યને આવુ શારિરીક દુઃખ થાય છે તે આ પહેલા હુ જાણતી ન હતી.

'અરેરે ! ગત—જીવનના અસંયમનુંજ આ પરિણામ છે

રાત્રે મારી પાસે માણસો બેસી રહે છે મારો શ્વાસ જાણે બંધ થતો જાય છે કેવળ દુઃસ્વપ્ન અને ખાસી માના હમેશના સોબતી છે

પથારી પાસેના ટેબલપર દાડમ, અંજીર, લીલીદ્રાક્ષ વીગેરે મેવો પડ્યો પડ્યો સડ્યા કરે છે કેટલાક યુવકો આ બધુ એવી આશાએ આપી ગયા છે કે હુ સારી થઈશ તો તેમના મુખ આગળ રૂપ મદિરાનો પ્યાલો ધરીશ જો આ રૂપના ભૂખ્યા યુવકોએ મારો હમણાનો ચ્હેરો જોયો હોત તો તેઓ મને એક ભૂત સમજીને તુરત ન્હાસી જાત મારે ઘેર આવતી ભેટ—સોગાદો ઘણેભાગે પોતાના ઓળખીતાઓને આપી દે છે

કેટલાએ દિવસ થયા આકાશ ઘણુ ચોકખુ રહે છે ઠંડી પણ કંઈક ઓછી છે જો થોડા દિવસ ઋતુ આવીને આવી રહે તો હુ બહાર ફરતી–હરતી થઈશ એવું ડોકટરો કહે છે

* * *

તા. ૮ મી એપ્રિલ

કાલે ગાડી કરીને હુ બાબુલનાથ થઈને મહાલક્ષ્મિ દેવીના દર્શનાર્થે ફરવા ગઈ હતી પ્રથમ મલબારહીલ

પહોંચ્યા પછી મનમા એવુ લાગ્યુ કે વસતે જાણે તેનો અગ્ર-દૂત મોકલાવ્યો છે

હેન્ગીગગાર્ડનમા ઓળખીતા માણસોને જતા આવતા જોયા પણ સૌ કોઈ પોતપોતાની વાતમા મશગુલ બનેલા જણાયા હતા બધાના મ્હોડા હસતા હતા, અને આનદથી ચચળ બનેલા હતા પરતુ આ બધામા ખરે-ખર સુખી કેટલા માણસો હશે? માણસ હસી શકે છે, ગાઈ શકે છે તેથી શુ તેઓને સુખી કહી શકાય? મારી પાસેથી ચપાની ગાડી ચાલી ગઇ મને જોઇને તેણે મારી મશ્કરી કરી, પરતુ મારા જેવીજ અવસ્થા તેની પણ એક દહાડો થવાની છે એ વાત તે બિચારી જાણતી નથી એટલામા એક યુવક મારા શરિરપર પડીને મારી સાથે પ્યાર કરવા આવ્યો મેં હસીને તેના તરફ હાથ લબાવ્યો તે સમયે તાવથી મારો હાથ શેકાઇ જતો હતો તે અવાક બનીને મારા મ્હોડા સામુ જોઈ રહ્યો

બહાર ફરી આવ્યાથી શરિરને કઈક ઠીક લાગ્યુ

* * *

તા ૧૦ મી એપ્રિલ

હવે સારૂ થવાની આશા ઘણી અલ્પ છે

છાતી સરદી અને ખાસીથી બધી ભરાઈ ગઈ છે મારી આ દેહ લઈને હમણા હુ રસ્તામા ઉભી રહું તો શુ

લોકો એનુ મૂલ્ય આપશે ? એક દિવસ એનુ કેટલુ બધું મૂલ્ય હતુ ? આ જીવનમા આટલા બધા દુ ખ શોક કેમ ? શેને માટે ? એ ગતજીવનના પાપનુ પ્રાયશ્ચિત કે ભવિષ્ય જીવનના સુખનો શાન્તિ—લાભ !

* * *

તા ૧૨ મી એપ્રિલ

હવે દુ ખની સીમા નથી

કુજવિહારીએ કાલે મને મદદ તરીકે રૂપીઆ મોકલાવ્યા હતા, પરતુ મે તે લીધા નહિ એણેજ આપણી વચ્ચે જુદાઈનુ બીજારોપણ કર્યું હતુ

આહાહા, વિલેપારલેના સુખી દિવસો બહુ સાભરે છે

જો હવે સારી થાઉ તો વિલેપારલેના બગલામા જ્યા આપણે છ માસ એક સાથે ગાળ્યા હતા ત્યા ચાલી જાઉં હુ વિલેપારલેના બગલાને બગલો ગણતી નથી પરતુ પુણ્ય-તીર્થ ગણુ છુ પરતુ એ તીર્થ—દર્શન હવે મારા ભાગ્યમા નથી આવતીકાલ સૂધી હુ જીવીશ કે કેમ તેને માટે સદેહ છે વખતે એવુ પણ બને કે આ પત્ર મારો છેલ્લોજ હોય !

* * *

તા ૨૫ મી એપ્રિલ

ગયા અગિઆર દિવસની અદર હુ સહજપણ ઉઘી નથી ઘણી વખતે મારો શ્વાસ બધ થઈ જાય છે, અને

તેથી જ્યારે ત્યારે મારૂં મૃત્યુ થાય એ સભવિત છે. ડોકટર વિશેષ કારણ લઇને મને લખવાનુ ના કહે છે, પરતુ ચદ્રભાગા મને છાની રીતે લખવા દે છે શુ તમે મારા મૃત્યુ પહેલા મને નહિ મળો ? આપણી અદરનો સઘળો સબધ શુ તદ્દન તૂટી ગયો છે ? તમે આવો તો હુ કદાચ બચી શકુ કેમ ? શી આશાએ ?

* * *

તા ૨૮ મી એપ્રિલ

ભયાનક કોલાહલથી સવારમા મારી આખ ઉઘડી ગઈ ચદ્રભાગા તેમને સારી રીતે ઠપકો આપી આવી પણ કાઇ વળ્યુ નહિ તેમણે પોતાનો કોલાહલ ચાલુ રાખ્યો

અદાલતના માણસો મારી માલમિલ્કત હરાજ કરવાને માટે આવ્યા છે બેલિફ મારા સુવાના ઓરડામા પેસીને ન્હાની મોટી એક એક વસ્તુની યદ્દી કરી ગયો છે મરણ પથારીએ પડેલી એક અબળા તરફ એકવાર ફરકીને જોવાનો તેમને અવકાશ કે વિવેક નથી અરેરે ! કાયદાએ મારા દેહને શા માટે બાકી રાખ્યો !

બેલિફે દયા કરીને મને જણાવ્યુ કે આ બાબતમા મારે કઇપણ કહેવુ હોયતો નવ દિવસની અદર કોર્ટમા અરજ કરવી ત્યારપછી તમારૂ કઇપણ સાભળવામા આવશે નહિ બેલિફ પહેરો બેસાડીને ચાલ્યો ગયો આ બધી ચળવળથી મારી માદગી વધી ગઇ છે ચદ્રભાગાએ તમારા

પિતાના મિત્રની પાસે મને મદદની માગણી કરવાનુ કહ્યુ પણ મે ના પાડી

*   *   *

તા ૩૦ મી એપ્રિલ

આજ સવારે તમારો પત્ર મળ્યો છે પત્ર મળવાની આશામાજ હું આટલા દિવસ જીવતી રહી છુ મારો ઉત્તર શુ તમારા દ્વારપર પહોચશે નહિ ? શુ તમે મને જોવા આવશો નહિ ? ગયા છ અઠવાડિયાથી હુ જે દુ ખ સહન કરૂં છુ તે તમારો પત્ર મળવાથી બધુ ભૂલી ગઈ છુ

ખરેખર મનુષ્યનુ દુ ખ હમેશનુ હોતું નથી

હવે કોઈ કોઈવાર મનમા થાય છે કે હુ બચીશ તમે પાછા આવશો—મને ચ્હાશો અને આપણે ગયા વર્ષની પેઠે વિલેપારલેમા વસ ત ઋતુ ગાળીશુ

ગાંડી બીજુ શુ ? આ કલ્પનાની કહાણી હુ કેટલા કષ્ટથી લખુ છુ તે કેવળ મારો અ તગત્માજ જાણે છે હવે કલમ ચાલતી નથી

ગમેતેમ કહો, મિત્ર ! હું તમને અ તરથી ચ્હાઉ છુ એ અ તરની ચાહનાએજ મને આટલા દિવસ સૂધી ટકાવી રાખી છે

મારા મનમા હમણા એક ક્ષીણ આશા જન્મી છે હું તમને ફરી એકવાર મળીશ એવું મારા મનમે થયા કરે છે.

ક્યાં મળીશ ?

* * *

તા ૪ થી મે

કુજવિહારી પાછો આવ્યો છે તેની રક્ષિતા તેને મૂકીને ન્હાસી ગઇ છે તેથી એના મનને બહુ આઘાત લાગ્યો છે કુજવિહારીનુ મન ઘણુ કોમળ છે માણસ જાતે પણ સારો છે તેણે બેલિફને થોડા ઘણા રૂપીઆ આપીને પહેરાવાળાને ઉઠાડી મૂક્યો છે મે તેને તમારી વાત કહી તેણે તમને કહીશ એવુ કબુલ કર્યું છે હુ તમને કહેતા ભૂલી ગઈ કે આ કુજવિહારી મારે માટે એક વખત પાણીની પેઠે પૈસા ખર્ચતો હતો

કાલે મોટા શેઠે માણસ મોકલીને ખબર કહડાવી હતી અને આજે સવારે તેઓ જાતે આવ્યા હતા તેઓ મારી પથારી પાસે ત્રણ કલાક સુધી બેઠા હતા પણ પદર વીસ વાતથી તેમણે વધારે વાત કહી નથી મને જોઇને તેમણે રડી દીધુ તેમનો પુત્રિશોક જાણે બીજી વારનો થયો હોય એમ મને લાગ્યુ અરેરે ! તેઓ કેવા વ્યથિત અને વેદનાતુર જણાય છે ? વૃદ્ધાવસ્થાથી અને આજુ બાજુના બીજા દુખોથી તેઓ હવે લચી પડ્યા છે

પરતુ એકવાર પણ એને માટે મે અદ્રષ્ટને અનુયોગ કર્યો નથી

પાછા દિવસો વાદળાથી ઘેરાયલા ઉદાસી ભરેલા જણાય છે વસતનો આરભ તો નહિ હોય ? હોય તોએ મારે શુ ? હવે મારી પાસે કોઇ આવતુ નથી ચદ્રભાગા આખો દિવસ મારી પાસે બેસી રહે છે

હવે મરણને વધરે વાર નથી હવે મારા મનમા એવુ થાય છે કે હુ તમારા પિતાના પ્રસ્તાવને કેમ સમ્મત થઈ ? અરે, તે વખત જો એવુ જાણતી હોત કે હુ એકજ વરસ જીવીશ તો કદીપણ એમના પ્રસ્તાવને કબુલ કરત નહિ મરણ સમયે મારા ચિરંજીવનના શુ હૃદયના હાથમા હાથ મૂકીને હુ મરણ પામત

"તમારી ઇચ્છા પૂર્ણ થાઓ કરૂણામય સ્વામી"

* * *

તા ૫ મી મે

આવો આવો મિત્ર ! એકવાર આવો મારાથી હવે સહન થતુ નથી મરણને હવે વધારે વાર નથી કાલ બપોરે મનની અવસ્થા ઘણી ભયકર હતી મોટા શેઠ આજ સવારે આવ્યા હતા મરણ ભૂલેલા આ વૃદ્ધને જોઇને હુ મૃત્યુના તરફ જાણે વધારે ઘસડાતી જતી હોઉ એમ લાગે છે

આવી ભયકર માદગી છતા હુ કાલે નાટક જોવા ગઇ હતી ચદ્રભાગાએ મારા મ્હોડાપર સારી રીતે બ્લુમ-રોઝ ચોપડયો હતો જો તેમ નહિં થયુ હોત તો લોકો મને

મરેલુ માણુસ ચારન જે બોકસમા પ્રથમ તમારી સાથે પરિચય થયો હતો તેજ બોકસમા હુ બેઠી હતી અને તે દિવસે તમે જે સ્ટોલસા બેઠા હતા ત્યા એક નજરે જોઈ રહી હતી. તમારી જગ્યાપર એક ગામડીયો બેઠો હતો નાટક જોઈને તે ગ ડો ઘેલો બની ગયો હતો નાટક જોઇને જ્યારે ઘેર આવી ત્યારે હુ મરવા જેવી થઇ ગઇ આખી રાત ખાસી થઈ અને છાતીમાથી લોહી પડયુ આજ તો આખ પણ ઉઘડતી નથી અને હાથપગ પણ હલાવાના નથી મરણ આવશે એતો હુ પ્રથમથીજ જાણતી હતી, પરતુ તેમા આટલુ બધુ દુખ છે એ જાણતી ન હતી . પ્રિ... ય... સુ
મ વિ ... દા "

(અહિથી અક્ષરો અસ્પષ્ટ થઇ ગયા છે ત્યારપછી ચદ્રભાગાના હસ્તાક્ષર છે)

* * * *

તા ૧૫ મી મે

પ્રિય સુમન !

નાટક જોઇ આવ્યા પછી વાસન્તીની માદગી બહુ વધી ગઇ છે તેણે બોલવાનુ બધ કર્યુંછે, અને શરિરની શક્તિ પણ હરાઇ ગઇ છે મે આવુ પહેલા કદી પણ જોયુ ન હતુ મને હમેશા એવો ભય લાગે છે કે હવે શુ થશે ?

અરે, તમે જો આ વખત અહિયા હોત તો તમારા

મનને કોણ જાણે કેવુ દુ ખ થાત ? વાસન્તી બેભાન-પણામા લવારો કરે છે પણ એ લવારામા કેવળ તમારીજ વાત હોય છે

તેની માદગી વધી ગયા પછી મોટા શેઠ ફરી આવ્યા નથી તેઓ ડૅાકટરને કહેતા હતા કે આ દેખાવ મારાથી જોવાતો નથી

વાસન્તીની બધી માલમિલ્કત લિલાઉમા મૂકાઇ છે તેના લ્હેણદારો કેવળ તેના મૃત્યુની વાટ જોતા હતા હવે આ માલમિલ્કત બચાવવામા શો લાભ ' તે તો હવે બચ-વાની નથી ... ત્યારે કોને માટે ? તેના સગાવ્હાલા એક દિવસ પણ ખબર લેવા આવ્યા નથી બધી વસ્તુઓ— એટલુ જ નહિ પણ વાસણ કુસણ સુદ્ધા વેચાઇ ગયા છે બીજુ જે કાઈ બાકી રહ્યુ છે તે લ્હેણદારોના સખ્ત ચૅાકી પહેરા નીચે છે વાસન્તીની સમજશક્તિ હજુ પણ લોપ પામી નથી તે બધુ સમજી શકે છે તેના દેહ અને મનને કેટલુ કષ્ટ થતુ હશે તે પરમાત્મા જાણે તેની આખના ખુણામા મોટા મોટા આસુઓ ભરાઇ રહે છે તેનો દેહ એટલો બધો રોગિષ્ટ અને જીર્ણપીર્ણ થઇ ગયો છે કે તમે તો તેને ઓળખી પણ શકો નહિ તેણે તમને પત્ર લખવાને માટે મને પ્રતિજ્ઞા આપી છે—તેથી તેની પાસે બેસીને હુ આ પત્ર લખુ છુ તે મારા મ્હોડા સામુ

જોઇ રહી છે પણ તે બરાબર નહિ—મૃત્યુની છાયાએ તેની દૃષ્ટિને ક્ષીણ કરી નાખી છે તે વચ્ચે વચ્ચે હસે છે હું નિશ્ચયપણે કહુ છુ કે તેના સઘળા વિચાર કેવળ તમારા અંદર જ સમાઇ ગયા છે

જ્યારે જ્યારે બારણુ ઉઘડવાનો અવાજ થાય છે ત્યારે ત્યારે તેનુ મુખ આનંદથી ઉજ્વળ બની જાય છે તે મનમા એમ ધારે છે કે તમે આવ્યા, પરંતુ જ્યારે તે જાણે છે કે તમે આવ્યા નથી, ત્યારે તેનુ રક્તહીન મુખ વધારે રક્તહીન થઇ જાય છે મ્હોડાપર વેદના પ્રકટી નીકળે છે, અને પરસેવાથી આખુ શરિર તરબોળ થઈ જાય છે

તા ૧૮ મી મેની મધ્યરાત

આજનો દિવસ ઘણોજ કરૂણ—ઘણોજ વ્યથાતુર છે આજે તેનો શ્વાસ એક રીતે બંધ પડી ગયો છે ડૉકટરોની ઘણી તજવીજથી તે કઇક આરામમા છે

તેણે મને એક સાડી અને પોલકુ બતાવીને ઇસારાથી સમજાવ્યું કે મરણ પછી તેને આ પહેરાવવુ આ સાડી અને આ પોલકુ તેણે જે વખતે તમારી સાથે પ્રથમ મેળાપ કર્યો હતો તે વખતે પહેર્યાં હતા

મૃત્યુને હવે વધારે વિલંબ નથી

પ્રતિપળે મનમા એમ થાય છે કે દીપક બુઝાઈ ગયો

*       *       *       *

તા ૨૨ મી મે, પ્રાત કાળ

In to the light,
Into the heart of the fire !
Is the inwrmost Cor of the deathless flame '
I ascend—I aspire '
Under me rolls' the whirling Eaite,
With the noice of a myriad wheels that run
Ever round and about tee sun,—
Over me circles the splendid heaven,
Strewn with the stars of norn and even,
And I a queen
Of the air serene,
Hoat with my flag-like wings unfurled,
Alond—alone—twixt God and the world '

**Morrie Corelli**

બધુ પૂરૂ થઈ ગયુ ! થવાનુ થઇ ચૂકયુ !

પ્રેમને માટે આવુ આત્મ-બલિદાન જગતમા કેટલાએ કર્યું છે તે હુ જાણુતી નથી પરતુ વાસન્તીનુ આવુ સ્નેહાત્મ-બલિદાન જોઇને મારી આખમાથી ચોધાર આસુ પડે છે ! !

તે મરતા પહેલાં બે ત્રણુવાર પોતાના જીવનને પકડી રાખવાને માટે પથારીમા બેઠી થઇ હતી તમને મૂકીને તે પરલોકમા પણુ શાન્તિ પામવાની નથી તમારા નામનો જપ કરતા કરતા તેના દેહ પિંજરમાથી તેનો અમરઆત્મા

જગત્‌પિતાના દરબારમા ઉડી ગયો—હાજર થઇ ગયો.

મ્હેં તેના કહેવા પ્રમાણે સાડી અને પોલકુ પહેરાવી દીધુ તેના આત્માની મુક્તિને માટે જગદિશ્વરની પ્રાર્થના કરૂ છુ અને હમેશ કરતી રહીશ દુનિઆમા ધર્મ–કર્મ શુ છે તે હુ જાણુતી નથી પરતુ અતરની પ્રાર્થના કદાપિ વ્યર્થ જતી નથી એ હુ ખાત્રીથી માનું છુ

સ્મશાનમા વાસન્તીની ઘણી સાહેલીઓ આવી હતી અનેકની આખમા સ્નેહ–સ્મૃતિરૂપ આસુ રેલાતા હતાં પુરૂષની અદર મોટા શેઠ સર માધવદાસ શેઠ હરિકૃષ્ણુદાસ અને કુજવિહારી ધ્રુસકે ધ્રુસકે રડતા જણાતા હતા

તેના ઘરમા બેસીને આ પત્ર હુ તમને લખુ છુ દુખાતિશયથી હુ એટલી બધી દબાઈ ગઇ છુ કે ચોવીસ કલાકની અદર મેં મ્હોડામા કાઇપણ મૂકયુ નથી

અહિંયા બધા પત્રો પૂરા થયા

વાસન્તી ચાલી ગઈ ' કયા ?

જયાં સૃષ્ટિપરનો તમામ નામ ધારી પ્રાણુ વ્હેલો–મોડો ભેગો થાય છે ત્યા

પ્રિય વાચક ! આપણી આ વાર્તાની નાયિકા વાસન્તીના સ્વર્ગારોહણુ સમયે જો તુ હૃદય કે દિલ ધરાવતો હોય તો તેના શબ ઉપર થોડા આસુ પાડતા તને જોઉં અને તેના અમર આત્માના કલ્યાણુ માટે તારી શુદ્ધ અતર પ્રાર્થના થતી જોઈશ તો મારી આ અલ્પકૃતિની કઇક અશે સાફલ્યતા થયેલી હુ માનીશ !!

## ઉપસંહાર.

આપણી વાર્તાની નાયિકા વાસન્તિ આ લોક તજી પરલોકમા ચાલી ગઇ અન્તકાળે પણ સુમનના દર્શન માટે તેની નેત્રદીપિકા પ્રેમ અને શ્રદ્ધાની જ્યોતિથી પરિપૂર્ણ હતી જે પુરૂષવ્યક્તિ તેને મળવાને આવતા તેમના તરફ જાણે એમા સુમન આવ્યો ન હોય? એમ એકી ટસે તેમના તરફ તે તાકી તાકીને જોતી હતી

આવી જાતની સ્રીઓ એટલે કે પેશાકર રમણીઓ પોતાના પ્રણયી પ્રત્યે નિ સ્વાર્થ પ્રેમ રાખે એ તદ્દન અસ-ભવિત—આકાશ કુસુમવત્ જ છે વાસન્તી પણ એક પેશાકર રમણી હતી તો તેનો પણ પ્રેમ સ્વાર્થિ જ હોવો જોઇએ એવી વાચકોને શકા થવી શકય છે પરન્તુ વાસન્તીની બાબતમા એમ થવા પામ્યુ નથી તો તેનું કારણ શું? કારણ એજ છે કે આવી પતિતા પ્રમદાઓના ધનલોલુપ સ્વાર્થની આહૂતિમા અનેક તરૂણ શ્રીમત તેમજ ગરીબ યુવકો પોતાનું સર્વસ્વ હોમી દઈ માત્ર બદલા તરીકે આવીજાતની યુવતીઓનો પ્રેમ લેવા જ ઇન્તેજાર હતા—છે અને હજુ એ હશે એ નિર્વિવાદ છે, પરતુ આમા કેવળ તે યુવક યુવતીઓનો જ વાક છે એમ જો કોઈ કહી શકે તો તે કેવળ પરોપદેશે પાંડિત્યના જેવું જ ગણાશે તેમના વાંકનું કારણ તેમના

માતૃપિતા તથા અન્ય હિતેચ્છુ વડિલો જ છે એમ કહેવામા કાઇપણ હરકત નથી સઘળા યુવક યુવતીઓના પિતા તથા હિતેચ્છુ વડિલો પોતાના બાળકો કેવુ વર્તન ચલાવે છે તેની તપાસ રાખી શક્તા નથી અહીં સુમનની બાબતમા તેમ થવા પામ્યુ નથી જ્યારે સુમનના પિતાને ખબર થઇ કે પોતાનો સુશિક્ષિત પુત્ર એક પેશાકર રમણીના ( વાસન્તિના ) પ્યારમા મસ્ત બની ગયો છે ત્યારે તે જાતે અમદાવાદથી મુબઇ આવ્યો અને સુમનને આ વાત ખરી છે કે ખોટી તે વિષે પૂછ્યુ, સુમને ખરી હકીકતથી તેને વાકેફ કર્યો સુમનના પિતાએ વાસન્તિનો ગમે તે જોખમે ત્યાગ કરવા કહ્યુ પરતુ સુમન એકનો બે થયો નહિ છેવટે ઉચ્છૃખલ સુમન પાસેથી વિદાય થઈ સુમનનો પિતા સુમન ન જાણે તેમ વાસન્તિની પાસે ગયો અને તેના પ્રત્યે પુત્રીપ્રેમ દર્શાવી પોતાની આબરૂ તેનાજ ( વાસન્તિના ) હાથમા છે ઉપરાત તેની એકની એક પુત્રી હજી કુવારી અવસ્થામા છે અને જો સુમન આવા દુરાચરણથી મુક્ત થાય નહિ તો તે પુત્રી સાથે કોઇ પણ લગ્ન કરી શકે એમ નથી એવુ જ્યારે તેણે વાસન્તિને કહી સભળાવ્યુ ત્યારે વાસન્તિના હૃદયમા પરોપકારની દિવ્ય જ્યોતિ પ્રકટી નીકળી પરતુ તેમા તેને સ્વાર્થત્યાગ કેટલો બધો કરવાનો હતો ? સુમનને કોઈપણ પ્રકારે તેપોતાની

સાથે અણગમો કરવાનો હતો, ખરૂ જોતા તેજ બાહ્યત અણગમામા એક જાતનો આતરિક અનુરાગ હતોજ તેની વાચકોને જાણ હશેજ વાસન્તિની રજા લઈ સુમનનો પિતા અમદાવાદ ચાલ્યો ગયો અને સુમનને વાસન્તિથી દૂર કરવા સારૂ રગુન મોકલી દીધો વાચકે જો ધ્યાનથી અને સમજીને આ વાર્તા વાચી હશે તો તેણે વાસન્તિનો સુમન પ્રત્યેનો એટલે કે એક પેશાકર રમણીનો પોતાના પ્રણયીના કલ્યાણાર્થે ખરેખર મનોવેધક સ્વાર્થ-ત્યાગ જ છે એમ સમજાયા વગર રહેજ નહિ અસ્તુ

વાસન્તિની ગૃહ વ્યવસ્થા—સેવામા દાસી ઇલા અને માલતી વાસન્તિના મરણ સૂધી રહ્યા હતાં-મરણ પશ્ચાત્ સર માધવદાસે તેમને પોતાને ત્યા રાખી લીધા ગોવર્ધનદાસ શેઠ પણ માધવદાસની સાથેજ રહ્યા

વાસન્તિના અવસાન સમાચાર સાભળતા સુમનનો પિતા ઘણોજ શોકાતુર થઈ ગયો—તેના ઉદ્ધાર માટે પરમાત્માને અનેક પ્રકારે સ્તુતિ કરવા લાગ્યો તેનો શોક કાયમજ રહ્યો, કારણકે વાસન્તિના મૃત્યુ પછી સુમન રગુનથી આવ્યો હતો અને તે હવે થોડા દિવસમા અમદાવાદ આવશે એ તેની અતિમ આશા પણ ફળિભુત થઇ નહિ કારણ તેના એક મિત્ર તરફથી મને ખબર મળી કે સુમન સન્યાસી થઇ ગયો છે—છેક ઉત્તરમા હિમાલય તરફ ઉપડી ગયો છે!!

વાસન્તિના વસંતવિહારની અધિકારિણી હવે ચંદ્રભાગા થઈ છે તે પોતાનો પેશકશ ધંધો બદલી નાખી ગીતાના અભ્યાસમાંજ પોતાના દિવસો નિર્ગમન કરે છે

વાસન્તિની ખોટથી ચંપાજાન મુંબઈની મશહુર–હુરી થઇ બેઠી છે તે બિચારીને કયાં ખબર છે કે પોતાને પણ વાસન્તિના રસ્તેજ જવું છે ?

મોટા શેઠ સર માધવદાસ, શેઠ ગોવર્ધનદાસ, શેઠ હરિકૃષ્ણદાસ અને કુંજવિહારી કાશીની યાત્રાએ ઉપડી ગયા ત્યાં તેમને ખબર થઈ કે મણીકર્ણિકાના ઘાટપર એક સંન્યાસી 'ગીતા રહસ્ય અને આત્મ–દર્શન" ના વિષય ઉપર ભાષણ આપવાના છે સંન્યાસીને જોઇને સઘળા એકત્ર થયેલા માણસોમાંથી જો કોઇની આંખમાં પ્રેમના આંસુ આવ્યાં હોય તો તે ફક્ત સર માધવદાસ એકલાજ હતા કારણ એજ કે સંન્યાસી બીજા કોઇજ નહિ પરંતુ આપણી વાર્તા સાથે સંબંધ ધરાવનાર સુમન મહેતાજ હતા હરિકૃષ્ણદાસ અને કુંજવિહારી તેમજ ગોવર્ધનદાસ માત્ર તેમને પગે લાગ્યા સર માધવદાસને સ્વામીએ કહ્યું કે તે પોતે હરદ્વાર ઉપડી જવાના છે તેણે પોતાના પિતાશ્રીને પ્રણામ અને પોતાની નિર્મળ બ્હેનને આશિર્વાદ કહેવડાવ્યા સુમન મહેતાને હિમાલય તરફના લોકો "સ્વામી સત્યપ્રકાશ" ના નામથી ઓળખે છે. આ સાથે અહિં આપણી વાર્તાનો પણ અંત આવે છે.

સમાપ્ત.

સાંસારિક પ્રસંગોનો આબેહુબ ચીતાર !

સચિત્ર

# મધુ-માલતી

અથવા

## વીસમી સદીનું વિશ્વદર્શન !

ભાગ ૧–૨ આવૃત્તિ બીજી

લેખક, વ્રજલાલ જાદવજી ઠક્કર

મનમોહક ચિત્રો, રસિક વસ્તુસંકલના અને દિલજીત પ્રસંગોથી પરિપૂર્ણ બન્ને ભાગ સાથે બાંધેલા. [illegible] રૂ. ૪–૦–૦ ચાર છે

ભાગ ૩–૪ તૈયાર છે તેનું મૂલ્ય રૂ. ૪) છે.

લખો,

સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.

ઠે શાહપુર—અમદાવાદ

---

સત્યેન્દ્રપ્રસાદ મહેતાકૃત.

જનસમાજમાં અતિ પ્રશંસા પામેલાં

સુબોધક રસીક

# સચિત્ર પુસ્તકો.

આ લોકપ્રિય પુસ્તકોની અનેક આવૃત્તિયો થઇ ચૂકી છે અન્ય ભાષામાં પણ ભાષાન્તર થવા માંડ્યા છે. આ પુસ્તકો સિવાય એક પણ ઘર–બંગલો લાયબ્રેરી ખાલી રહેવા જોઇએ નહિ. આજેજ ખરીદો અને અપૂર્વ આનંદ–જ્ઞાનબળનો અખૂટ ખજાનો પ્રાપ્ત કરો.

લખો,

સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.

શાહપુર—અમદાવાદ.

# ઝેરીજમાનો.

ભાગ. ૧–૨–૩–૪–૫

ભયંકર ક્રુર, ઠગ, ફાંશીયાઓના રૂવે રૂવા ખડા કરી નાખે એવા કામોનો આબેહુબ ચિતાર આ નવલકથામા હોવા ઉપરાત શ્રીમાનોની શઠતા, સતીની શિયળપ્રીતિ, ભેદ ભરેલા છુપા મકાનોમા ચાલતા કારસ્થાનો, પરોપકારી જનોની પરોપકાર પરાયણતા વગેરે અનેક વિષયો આ હૃદયસ્પર્શી નવલકથામા છે ભાગ ૧ લો સચિત્ર મૂલ્ય, રૂા ૩–૦–૦ ભા ૨–૩ જો મૂલ્ય રૂા ૪–૦–૦ અને ભાગ ૪–૫ મૂલ્ય, રૂા ૪–૦–૦ પાચે ભાગની કિંમત રૂા ૧૧–૦–૦ પાચ ભાગ ત્રણ પુસ્તકમા બાધેલા છે

લખો —

**સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.**

શાહપુર—અમદાવાદ.

ચથબી ઘટના.

# વસંત-વિજય

યાને

## ચડતી પડતીના ચમત્કાર

જો તમારે ઘટનાચક્રના ભેદી બનાવો અવલોકવા હોય, દુરાચરણી રાજાઓ અને આપ ખુદ અમલદારોનાં કારસ્થાનો જાણવાં હોય, સ્વદેશસેવાનુ રહસ્ય સમસમજવુ હોય અને દેશને માટે અદ્ભુત આશ્ચર્યકારકપરાક્રમ કરનારા વીર નરોનાં પરાક્રમો જોવાં હોય તો તરતજ આ પુસ્તકના ચારે ભાગ મગાવી લ્યો સુદર દળદાર ચારે ભાગનુ મૂલ્ય માત્ર રૂા ૧૩–૦–૦ છે

લખો,

**સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.**

શાહપુર–અમદાવાદ.

# પદ્મલતા
યાને
# કંટકમાં ગુલાબ.

રણુગ્રામમા અપૂર્વ રણુકૌશલ્ય દર્શાવનારા અને સ્વદેશને માટે પ્રાણાર્પણ કરનારા બહાદુર વીરનરોના પરાક્રમો, સેવકોની સ્વામિભક્તી, રાજ્યકન્યાનો દૈવીપ્રેમ, રમણીનો રણુરંગ આદી અદ્ભુત બોધક પ્રસંગોથી આ પુસ્તક ભરપુર છે લોકપ્રિયતાને કારણે ત્રણ આવૃત્તિયો તો નીકળી ચૂકી છે, અને અન્ય ભાષામા પણ ભાષાન્તર થએલ છે આ પુસ્તક અવશ્ય વાચો સુંદર ચિત્રો અને મનોહર બાઇન્ડીગ મૂલ્ય માત્ર, રૂા ૩–૦–૦ ત્રણ

લખો —

**સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા**

શાહપુર—અમદાવાદ

શું વાંચશો?

# કુસુમકાન્ત.

ભાગ ૧–૨–૩

સાપ્રત સમયનો તાદૃશ્ય ચિતાર દર્શાવતી ધર્મ–નીતિના ઉજ્વળ–બોધક દૃષ્ટાંતો દાખવતી અને સ્વદેશ સેવા–જનસેવા વગેરેનો ઉત્તમ સુબોધ આપનારી આ નવલકથા અતિ લોકપ્રિય થઇ પડી છે

પ્રથમ ભાગની સચિત્ર બીજી આવૃત્તિ થઇ છે દરેક ભાગની કિંમત રૂ ૩। સવાત્રણ છે ત્રણે ભાગની એકંદર કિંમત રૂ ૯–૧૨–૦ થાય છે આ પુસ્તકના ત્રણે ભાગ દરેકના ઘરમા–લાયબ્રેરીઓમા હોવાજ જોઇએ

લખો —

**સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા**

શાહપુર—અમદાવાદ.

સંસારમાં સ્વર્ગ.

# તરૂણતપસ્વિની.

આવૃત્તિ પાચમી ભાગ ૧–૨ જો

આ પુસ્તક એટલું તો લોકપ્રિય થઈ ચુકયું છે કે જેથી તેની જાહેરાતની હવે જરૂર રહી નથી એવું એક પણ ઘર–મકાન–બગલો અને લાયબ્રેરી નહિ હોય કે જ્યાં આ પુસ્તક નહિ હોય સ્ત્રી–પુરૂષ–બાળકને અપૂર્વ આનંદ સાથે સદ્બોધ આપનાર આ સચિત્ર દળદાર પુસ્તકના પ્રથમ ભાગની કિંમત રૂ ૩।। અને બીજાના પણ રૂ ૩।। સાડાત્રણ છે

લખો –

**સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.**

શાહપુર—અમદાવાદ

આ શું ચમત્કાર ?

# વિશ્વમોહિની.

ભાગ, ૧–૨–૩–૪–૫–૬–૭–૮.

કેવુ સુદર નામ ? પુષ્કળ- પુસ્તકો વાચવા છતા જો ખરા ગસસાગરનો અનુભવ લેવા હોય તો આ પુસ્તક અવશ્ય વાચો. દરેક પૃષ્ટે દરેક પ્રકરણે કઇ નવો જ ચમત્કાર નિહાળશો સ્વપ્નમા નહિ આવેલા, કલ્પનામા પણ નહિ અનુભવેલા એવા અજબ ગજબ અદ્ભુત પ્રસગો આ નવીન લોકપ્રિય નવલકથામા આવેલા છે આઠ ભાગની આ નવલકથા ચાર દળદાર પુસ્તકોના આકારમા બાધેલી છે ભા, ૧–૨ મૂલ્ય, રૂ ૪–૦–૦ ભાગ, ૩–૪ રૂ ૪–૦–૦ ભાગ, ૫–૬ સચિત્ર રૂ ૪–૦–૦ અને ભાગ ૭–૮ સચિત્ર ૪–૦–૦ છે

લખો –

**સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.**

શાહપુર—અમદાવાદ.

# જુલ્મી જાલીમ

અથવા

ધ્રુજતીધરા.

આ નામજ ભયંકર લાગે છે એક મહારાજાના રાક્ષસી રાજ્યઅમલનો હૃદય-દ્રાવક ચિતાર, ધર્મ, નીતિ નિપુણ યુવકોપર ટૂટેલાં આફતના વાદળો, અબળા જનોની સંકટોના સાગરમા ધૈર્યતા, કાર્યદક્ષતા, અવનવા પ્રસંગો અને ભેદભરેલા ખૂની બનાવોથી આ નવલકથા ભરપુર છે સુંદર ચિત્રો અને સોનેરી બાઇન્ડીંગ મૂલ્ય માત્ર રૂા ૩-૦-૦

---

લખો —

**સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.**

શાહપુર—અમદાવાદ.



સ્વરાજ્યપ્રાપ્તિ અને સ્વાધીનતા
માટેનો અપૂર્વ સંગ્રામ

લોકપ્રિય નવલકથાકાર

રા. વ્રજલાલ જાદવજી ઠક્કરકૃત

# રણઘેલા રજપૂતો

અથવા

સતીઓનું શૂરાતન

ભાગ ૧-૨ સચિત્ર ત્રીજી આવૃત્તિ

સુવિખ્યાત 'સાહિત્ય' માસિક આ નવલકથા માટે અભિપ્રાય આપતા લખે છે કે—'ટાડ રાજસ્થાનમાથી પાયો લઈ લેખક તેના ઉપર મ્હોટી ઇમારત ચણી છે દેશાભિમાનના પ્રસંગ એવી અચ્છી રીતે સાંકળ્યા છે કે, આ જમાનામા દરેક દેશભકતે આ પુસ્તક વાચવા જેવુ છે બન્ને ભાગના પાકા સોનેરી પુંઠા દરેક ભાગનુ મૂલ્ય રૂા. ૩-૦-૦ ત્રણ

**સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.**

શાહપુર—અમદાવાદ

શાન્તિનો સાગર

# કુન્જ—કિશોરી.

આ સચિત્ર પુસ્તક છે પાપી—અધર્મી મનુષ્યોની બુદ્ધિ પાપ કાર્યમાં કેટલી આગળ વધે છે અને પછી તેનુ કેવુ પરીણામ આવે છે પતિવૃતા પ્રેમદાના આદર્શ પ્રેમનો પ્રભાવ અને શિયળનો મહિમા વગેરેનો અસરકારક ચિતાર આ પુસ્તકમા આપેલો છે નવલકથાના પ્રત્યેક પાત્રનુ વર્તન વાચી મનન કરવા યોગ્ય છે કિમત માત્ર રૂા ૨—૮—૦

લખો,

સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.

શાહપુર—અમદાવાદ

આ વળી નવું શુ છે?

# કૈલાસકુમારી

ભાગ ૧—૨—૩—૪

આ તદ્દન નવી સુબોધક રસદાયક અને અનેક અવનવી ઘટનાયુક્ત ચમત્કારોથી પરીપૂર્ણ નવલ પુસ્તક છે બહાર પડતાજ તેની અનેક નકલો ખપી ગઇ છે ગ્રાહકોના ઓર્ડરો ઉપરા ઉપરી આવે છે પૃષ્ટે પૃષ્ટે જીજ્ઞાસા ભરેલોછે ચાર ભાગ એ પુસ્તકનાઆકારમા બાધેલા છે પુસ્તક દળદાર લાયબ્રેરીના આભુષણરૂપ હોવા છતા મૂલ્ય માત્ર રૂ ૪) ચાર છે ચારે ભાગના રૂ ૮) આઠ આજેજ નીચેના શીરનામે પત્ર લખી પુસ્તક મગાવી લ્યા થોડા સમયમા પુસ્તકો વેચાઇ જશે અને પછી નવી આવૃત્તિ થતા સુધી વાચ્યા વિના રહેવુ પડશે

સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા

શાહપુર—અમદાવાદ.

નવીન

# ચુડેલનો ચમત્કાર

અથવા

# સુંદરી કે સર્પિણી ?

આ એક આશ્ચર્યજનક અને અદ્ભુત ઘટનાયુક્ત ડિટેક્ટીવ નવલકથા છે. ભેદ ખોળવાને કેવા કાર્ય કરવા પડે છે બદમાસોનાં મનોવેધક કારસ્થાનો વગેરે વાચતા હૃદય ક્ષણભર સ્તબ્ધ બનશે. તરતમા મગાવી લ્યો જુજ નકલો હવે સ્ટોકમા છે મૂલ્ય માત્ર રૂ ૩-૦-૦ ત્રણજછે

લખો—

**સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.**

શાહપુર—અમદાવાદ

નવી આવૃત્તિ

# બહાદુર બાળા.

સચિત્ર ભાગ ૧-૨ જો આવૃતિ બીજી

રાજપૂત કન્યાની બહાદુરી. સ્વદેશ ભક્તિ, અડગ ટેક અને આશ્ચર્ય પમાડે એવાં પરાક્રમો વાંચવાં હોય અને અધર્મી-દેશદ્રોહીયોનાં કુટિલ કારસ્થાનો અને આખરનો તેમનો દુખમય અંજામ અવલોકવો હોય તો આ પુસ્તક અવશ્ય મગાવો કિમત બન્ને ભાગના રૂ ૩) ત્રણ છે

લખો —

**સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.**

શાહપુર—અમદાવાદ

આતો જરૂર વાંચોજ.

# કાળરાત્રિનું ખૂનીખંજર

ભાગ ૧—૨ જો. આવૃતિ પાંચમી

આ પુસ્તકના વધુ વખાણ કરવા એ હવે ઉચિત નથી. કારણ કે ઘણા ટુંકા સમયમા પાંચ આવૃત્તિઓ નીકળી ચૂકી છે આ પુસ્તક જેમણે વાંચ્યુ છે તેમણે મુક્ત કંઠે વખાણ્યું છે. સુંદર રંગ બેરંગી ચિત્રો, અદ્ભૂત ચમત્કૃત પ્રસંગો અને દળદાર આ પુસ્તકના બન્ને ભાગ જુદા જુદા સોનેરી પાકા પૂંઠાથી બાંધેલા છે પ્રથમ ભાગનું મૂલ્ય માત્ર રૂા ૩) ત્રણ છે અને બીજા ભાગનુ પણ રૂ ૩) ત્રણ છે

લખો —

સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.

શાહપુર—અમદાવાદ

# પેશાવરની પદ્મિની

પંજાબ કેશરી મહારાજા રણજીતસિંહજીના રાજ્યકાળનો આકર્ષક ચિતાર, અફગાન અધિકારીયોની આપખુદી—જુલ્મ—ત્રાસ, સતી સ્રીયોની અડગ શીયળ ભક્તિ વગેરેથી પરિપૂર્ણ રસપૂર્ણ ઐતિહાસીક નવલકથા. મૂલ્ય માત્ર રૂ. ૧—૮—૦ દોઢ

નવીન નવલકથા.

# વાસન્તિ.

એક પેશાકર રમણીની કરૂણ કહાણી, પ્રેમની પરાકાષ્ઠા, પ્રેમીના કલ્યાણને માટે આત્મ બલીદાન. સદ્ગુણ વગેરે વાંચતાં વાંચકોથી કંઈક અલૌકિક આનંદ અનુભવાશે કીંમત રૂ. ૨—૮—૦